धर्मार्थकाम मोक्षेषु वैचक्षण्यं कलासु च ।
करोति कीर्त्ति प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥

# ઔરંગઝેબ અને પરમહંસ.

એક

## ઐતિહાસિક નવલકથા.

અનુવાદક

જગજીવન કાલિદાસ પાઠક; (ભોલાદ.)
રાણાકંડોરણા; સ્કૂલ માસ્તર.

પ્રકાશક.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે; બૂકસેલર.

અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. નકલ ૧૦૦૦.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ ઠે. સલાપોસ દરવાજે—અમદાવાદ.

સંવત ૧૯૫૭ ઈ. સ. ૧૯૦૧

મૂલ્ય એક રૂપિયો.

# પ્રસ્તાવના.

બંગાળી ભાષાના સાહિત્યમાં નવલકથાના અનેક સદ્‌ગ્રન્થો છે. સંન્યાસી, જીવનપ્રભાત વગેરે જેમ તેનાં દૃષ્ટાન્તરૂપ છે તેમ આ ગ્રન્થ પણ એક વિશેષ દૃષ્ટાન્તરૂપ છે. મૂળ લેખકે જો કે પોતાનું નામ પ્રકાશિત કરેલું નથી તોપણ વર્ણનશૈલી અને વસ્તુસંકલના જોતાં તેમના લેખનનું સામર્થ્ય પ્રકાશિત થાય છે. પ્રાચીન સમયમાં—રે અધર્મપરાયણ ઔરંગઝેબના સમયમાં પણ—ભારતની સ્ત્રીઓ પોતાનો પ્રાણાર્પણ કરીને પણ કેવી રીતે પોતાના પ્રેમનો નિર્વાહ અને સતીત્વનું રક્ષણ કરતી? ક્ષત્રિયવીરો સ્વદેશ અને સ્વધર્મ રક્ષણાર્થે રણતત્પર થઇ કેવાં પરાક્રમો કરતા? અને અનીતિ અને અનાચારમાં ડૂબેલા માણસોની કેવી દુર્દશા થતી? એવી એવી અનેકનીતિની પ્રણાલિકામાં રસનું વહન કરાવી મૂળલેખકે આ ગ્રંથમાં ઉત્તમતા આણેલી છે. એટલે આશા રહેછે કે નવલકથાના અભિલાષીને આ ગ્રંથ બહુ આનંદદાતા થશે. તથાસ્તુ.

રાણકરોરણા<br>તા. ૧૫—૫—૧૯૦૧. } ज. का. पाठक.

## અનુક્રમણિકા.





# ઔરંગઝેબ અને પરમહંસ.

## પ્રકરણ પહેલું.

### રૂપનગરની રાજસભા.

न तेजः तेजस्वी प्रसृतमपरेषां प्रसहते
स तस्य स्वो भावः प्रकृतिनियतत्वादकृतकः ।
मयूखै रश्रान्तं तपति यदि देवो दिनकरः
किमाग्नेयग्रावा निकृत इव तेजांसि वमति ॥

॥ भवभूति ॥

ભાવાર્થ.—

"તેજસ્વીજન અન્યજનોનું વિસ્તારેલું તેજ સહન કરી શકતો નથી; પ્રકૃતિની પરાધીનતાથી એ તેનો અકૃત્રિમ સ્વભાવ જ છે. દૃષ્ટાન્ત તરિકે જુઓ કે જ્યારે સૂર્યનારાયણ કિરણો વિસ્તારી અવિરત તપે છે ત્યારે સૂર્યકાન્તમણિઓ તિરસ્કૃત થયા હોય તેમ અગ્નિકણો શામાટે બહાર કાઢે છે?"

રૂપનગરની રાજસભામાં આજે આ શું ગડબડ મચી રહી છે? ખુલ્લી તલવારો લઈ ઇંદ્ર અને વૃત્રાસુર જેવા આ બે કોણ ઉભા છે? વળી આ સામા આસન ઉપર કોણ બેઠું છે? વાચકબન્ધુ! સાંભળો. સિંહાસનઉપર બેઠા છે એ રૂપનગરના રાજા વિક્રમકેતુ છે. તલવારો ખેંચી ઉભેલા બેમાં એક તો મહારાજા વિક્રમકેતુનો ભત્રીજો પ્રતાપસિંહ છે અને બીજો દિલ્હીના પાદશાહ ઔરંગઝેબનો સેનાપતિ દિલેરખાં છે.

રૂપનગરના પ્રાચીનરાજ્ય નિયમાનુસાર પ્રતાપસિંહનું આસન સદા રાજાની જમણીબાજુ ગોઠવેલું રહેતું; પરંતુ પાદશાહનો સેનાપતિ આવતાં રાજાએ તેને ત્યાં બેસાડી વાતો કરવા માંડી. એટલામાં પ્રતાપ આવ્યો ને જોયું, તો પોતાના આસનઉપર યવનને બેઠેલો જોયો. પ્રતાપને આર્યધર્મનો ઉચ્છેદ

કરનાર યવનજાતિરૂપર અને તેમાં પણ આ બેઠેલા યવનરૂપર તો બહુ જ તિરસ્કાર હતો. અને એ યવનનેજ પોતાનું આસન અપવિત્ર કરતો જોઈ નખથી શિખ સુધી તેને ક્રોધાગ્નિ વ્યાપ્યો. આથી તે બોલ્યો.

"મહારાજ! આજે હું પરંપરાથી ચાલ્યા આવતા નિયમવિરુદ્ધ વર્તન કેમ દેખું છું? વિશુદ્ધસૂર્યાવતંસ વીરમહારાજા વિરુપાક્ષના પુત્રને આસને આજે યવન કેમ બેઠેલો છે? એને કહો કે એ આસનને દૂષિત કરવું મૂકી દે, નહિ તો એની અમર્યાદાનું ફળ આ હાથથી હમણાં જ આપીશ."

પોતાના ભત્રીજાની આવી વાણી સાંભળી વિક્રમકેતુ ઘણા ભયભીત થયા; અને એને સમજાવવાનો પ્રયાસ કરવા જાય છે, ત્યાં તો દિલેરખાં જ ક્રોધિત થઈ બોલ્યો.

"રે નાદાન છોકરા! મ્હારી સામે આવી વાત કરે છે? શાહન્શાહ ઔરંગઝેબના સિપહસાલારની રૂબરૂ આવી નાદાની બતાવે છે? યાદ રાખ કે હમણાં જ ત્હને ત્હારી મગરૂબીની મજા બતાવું છું."

આમ બોલી તેણે પોતાની તલવાર તાણી. અને પ્રતાપભણી ધસ્યો. પ્રતાપ હસીને બોલ્યો. "બહુ સારૂં, આવી જા યવનાધમ! જોઇ લે કે તલવાર ચલાવવામાં કોણ છોકરો છે?" આટલું બોલી તેણે પણ પોતાની લાંબી ચળકતી તલવાર મ્યાનમાંથી ખેંચી. વિક્રમકેતુ આ જોઇ બ્હી ગયા. અને ગાભરા બની સભાસદોને કહેવા લાગ્યા. "શું જુઓ છો? આ બંનેને શાન્ત કરો." સભાસદો દિલેરખાં અને પ્રતાપની વચ્ચે પડ્યા. અને "અરે! આ શું કરો છો? એ તો બાળક છે તમે સમજુ છો, અરે એ તો મ્હોટા છે, આપણે બાળક કહેવાઇએ, આવું ઉદ્ધતપણું ન કરીએ" આવો કોલાહલ મચાવી રહ્યા. રૂપનગરની રાજસભામાં આજે આ ગડબડ છે.

રાજા વિક્રમકેતુ શરીરે સુંદર છે; પરંતુ સદા મોજમજામાં આનન્દિત રહે છે. જ્યારે જુલમી ઔરંગઝેબ સામે સર્વે ક્ષત્રીવીર રાજાઓએ ઐક્ય કર્યું ત્યારે "યવનોની સાથે લડવામાં કાંઇ સાર નથી, ને નકામું આનંદમાં વિઘ્ન પડશે" એમ ધારી એમણે યવનોની સાથે સૌ પહેલાં જ સંધિ કરી હતી, પાદશાહ જેથી પ્રસન્ન થઈ તેમ કરવામાં પોતે તત્પર રહેતા, ને એટલા માટે જ દિલેરખાંને અતિ માન આપી પ્રતાપના આસનપર બેસાડી વાતચીત કરતા હતા.

પ્રતાપસિંહનું શરીર ઉંચું કદાવર હતું. એનો વર્ણ શુદ્ધકનકસમાન ઉજ્વલ હતો; પરંતુ તેમાં અત્યારે ક્ષાત્રશૌર્ય ભરાયું હોવાથી તપેલા કનક જેવી રતાશ છવાઇ હતી. મુખકમલ અત્યન્ત મનોહર, પરંતુ રાજપ્રતાપથી જોનારને અધીન બનાવે તેવું હતું. લલાટ ભવ્ય અને વિશાળ હતું. લોચ-

નો હરિણચક્ષુસમાન લાંબાં, કાળાંકમળસમાન શ્યામ, પરંતુ તેમાં લાલ રેખાઓ વીરતાની પ્રતીતિ કરાવે તેમ હતું. કમનીય અધરોષ્ઠો, પરોપકારિતા, સરળતા અને પવિત્રતા સૂચવતા હતા. ભૂજાઓ ગોઠણે અડે તેવી લાંબી હતી. વક્ષઃસ્થળ વિશાળ હોઈ અપૂર્વબળ પ્રત્યક્ષ કરાવતું હતું. બંને જંઘાઓ અત્યન્ત દૃઢ અને કોમળ હતી. તેનો નાદ મેઘગર્જન જેવો; અને ધીમેથી બોલે ત્યારે મૃદંગના નાદસમાન લાગતો. કોઇની સામું નિહાળતો હોય ત્યારે પ્રસન્ન થયેલા સિંહના સમાન તેનો દૃષ્ટિપાત લાગતો. અને ટૂંકામાં આ શુદ્ધક્ષત્રિયવીરનું શરીર જોતાં આપણને આ શ્લોકનું સ્મરણ થાય તેમ હતું.

†त्रातुं लोकानिव परिणतः कायवानस्त्रवेदः
क्षात्रो धर्मः श्रित इव तनुं ब्रह्मकोषस्य गुप्त्यै ।
सामर्थ्यानामिव समुदयः संचयो वा गुणाना
माविर्भूय स्थित इव जगत्पुण्यनिर्माणराशिः ॥

વળી તેનો સ્વભાવ પણ અતિશય કોમળ અને સ્વદેશાનુરાગથી પરિપૂર્ણ હતો. પ્રતાપની ઇચ્છા સદા એવી જ રૂહેતી કે “ આર્યોનો પૂર્વગૌરવ ભારતવર્ષમાં ફરી સ્થાપિત ક્યારે થાય? શા ઉપાયે યવનગણોના હાથમાંથી આર્યભૂમિનો છૂટકો થાય ? સ્વાધીનતાના વિમળઆનંદનો અનુભવ આર્યો ક્યારે કરે ? અને ભરતખંડ ક્યારે યવનશૂન્ય થાય ? ” આવા આવા વિચારોમાં તે રાતદિન નિમગ્ન રહેતો. વિક્રમકેતુની પુત્રી ચમ્પાનિલા સાથે હેને અતિશય બન્ધુસ્નેહ હતો. ચમ્પાનિલા પણ ભાઇને પ્રાણથી વધારે ચાહતી. અને આ વિમળ સ્નેહસંબંધને લીધે જ પોતાના રાજ્યાપહારી કાકાને તે કાંઇ પણ કહેતો નહિ; અને કાકાનું આવું અધમાચરણ કે કટુવાક્યો પણ પોતે મ્હોટા મને સહન કરી જતો.

પ્રતાપસિંહની ઉંમર ૧૭ વર્ષની હતી, પરંતુ તેના પ્રતિપક્ષી દિલેરખાંની ઉંમર ૩૦ વર્ષની હતી. તેનો વર્ણ શ્યામ હતો. નેત્રો ન્હાનાં છતાં ચળકતાં હતાં, ને સર્પ કે બાજનાં નેત્રોનું સ્મરણ કરાવે તેવાં હતાં. સર્પના સ્વભાવની પેઠે એના સ્વભાવમાં પણ કટુતા અને ખળતા ભરેલી હતી. અને મૂછો અને ડાઢી લાંબાં ને અત્યન્ત કાળાં હતાં. તેમ શરીરનો બાંધો પણ મજબૂત ને કાંઇક નીચે ધાટે હતો. ગરદન ટૂંકી અને તેથી ધડ અને માથું ચોંટાડ્યા જેવાં લાગતાં હતાં. ટૂંકામાં મુખાકૃતિ જોતાંજ ક્રૂરતા, અભિમાનિતા ને નીચતા સ્પષ્ટ જણાય તેમ હતું.

---

† ઉત્તરરામચરિત.

જ્યારે સભાસદોએ પ્રતાપને ઝાલી રાખ્યો ત્યારે તે કાકાની સન્મુખ ઉભો રહી બોલ્યો.

"કાકાશ્રી! આપની સન્મુખ મ્હારા આસનપર એક પરધર્મી મ્લેચ્છ આવી બેઠો એથી મ્હને કેવી યાતના થાય છે, તે આપ શું જાણશો? હવે મ્હારી ઇચ્છા એ આસને બેસવાની અને અહીં રહેવાની રહી નથી. આજે હું આપનું રાજ્ય ત્યજી મ્હને ગમશે ત્યાં ચાલ્યો જઇશ; પરંતુ ક્ષત્રિયકુળમાં જન્મેલો હું આ અપમાન કેમ સહન કરી શકું?" બોલતાં બોલતાં પ્રતાપનું શરીર કંપતું હતું, રાતાંચોળ નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી, કપાળમાં કરચલીઓ પડી ગઈ હતી. અને આંખો ફાટી ગઇ હતી.

વિક્રમકેતુ સામે વિકાળનજરે નિહાળી તે બોલ્યો; "કાકા! આપે વિધર્મી પામરમ્લેચ્છને મ્હારે આસને બેસાડી કુળધર્મનો લોપ કર્યો છે. હાય! હું શું કહું? યવનોનું દાસત્વ સ્વીકાર્યું ત્યારથીજ આપનું ક્ષાત્રતેજ લોપાઇ ગયું છે. ત્યારથીજ આપે અમારા ક્ષત્રિયવંશની પવિત્રતાને શ્યામ કરી છે. આપ શું રૂપનગરના મહારાજા છો? નહિ નહિ. રૂપનગરની ગાદી તો હાય! ઘણા સમયથી નૃપશૂન્ય થઇ છે. નીચ, કૃતઘ્ન યવનોનો દાસ શું રૂપનગરનો મહારાજા હોઈ શકે છે?" બોલતાં બોલતાં પ્રતાપની ગર્જનાથી આખો રાજમહેલ ગાજી રહ્યો હતો; અને આકાશ પણ તેનાં વચનોની સત્યતાની સાક્ષી પૂરતું હોય તેમ પ્રતિધ્વનિ કરતું હતું.

રાજા વિક્રમકેતુ આ મર્મભેદક વાણી સાંભળી રાતાચોળ થયા ને આજ્ઞા કરી કે; "એને પકડી કારાગૃહમાં લઈ જાઓ." રાજાની આજ્ઞા થતાં જ સિપાઇઓ પ્રતાપને પકડવા આગળ વધ્યા.

રાજદરબારમાં ભયાનક ગડબડ મચી રહી. પ્રતાપસિંહ સભાસદોના હાથમાંથી છૂટો થઇ પકડવા આવનાર પ્રતિ બોલ્યો. "આઘા રહો, આ નીચ પામરયવનની સન્મુખ મ્હારું અપમાન કરશો માં."

છતાં પકડનારા સમજ્યા નહિ. ચારપાંચ જણે પ્રતાપને ઘેરી લીધો. એકે તેનો હાથ ઝાલ્યો, બીજે બાથ ભરી, ત્રીજો તેની તલવાર તાણવા લાગ્યો.

હવે પ્રતાપનો ક્રોધ હાથથી ગયો. મૃગજુથમાંથી છલંગ મારી જેમ વનરાજ કેશરી હાથીના કુંભસ્થળ ઉપર છાપો મારે તેમ તેણે ઝાલનારાના હાથમાંથી છલંગ મારી એક ઝાલનારાના માથામાં તલવારનો ઘા કર્યો. બીજાને ડાબા હાથની થપાટ લાગતાં તે પણ ધૂળ ચાટતો થયો; બાકીના માણુસો પાછા નાશી ગયા. અને પ્રતાપ શૂરતાના ઉન્માદમાં તલવાર વીંઝવા લાગ્યો.

જખમ થનાર માણુસના માથામાંથી ધખધખાટ કરતું લોહી નીકળ્યું,

અને તેથી રંગભવનમાં પાથરેલો ગલીચો રંગાઇ ગયો. જખમી માણસ બેશુદ્ધ થઇ નીચે પડયો.

પ્રતાપે જાણ્યું કે જો હું શાન્ત નહિ થાઉં તો મ્હારા શસ્ત્રથી અનેકના પ્રાણ જશે; આથી તે શાન્ત થયો. પરંતુ પોતાની નજર આગળ પોતાના માણસને જખમી કર્યો હોવાથી વિક્રમકેતુ ક્રોધાન્ધ થઇને ગાજ્યા. "અરે અમર્યાદ! મ્હારી નજરઆગળ મ્હારા માણસનો જીવ લીધો? કોણ છેરે? બધા મળી આને બાંધો, અને મ્હારી નજર આગળથી લઇ જાઓ."

પ્રતાપનો ક્રોધ શાન્ત થયો હતો, પરંતુ પોતાના કાકાએ યવન સન્મુખ પોતાનું અપમાન કર્યું તેથી તેની વીરનયનોમાંથી આંસુ પડવા લાગ્યાં અને તે બોલ્યો.

"રાજન્! આ શું આપે કાકાને યોગ્ય કર્તવ્ય કર્યું છે? મ્હારા પિતાજી શું આપને આ નિમિત્તે રાજ્યભાર આપી ગયા છે? મ્હારા પિતાજી કે જે યવનના નામશ્રવણમાત્રેજ લાલચોળ બનતા, અને જે યવનોની સાથે સંગ્રામમાં સ્વર્ગવાસ પામ્યા; એમનું આસન આપે શું કલંકિત નથી કર્યું? યવનોને ભારતભૂમિમાંથી કાઢવાનું તો દૂર રહ્યું પરંતુ આપ તો પોતેજ યવનોની સેવામાં જોડાયા?! હાય! કુલનું આ કલંક હવે શાથી ધોવું? સ્વર્ગગંગાના જળે સ્નાન કરતાં પણ આનું પ્રાયશ્ચિત્ત થવાનું નથી. કુળને બોળનાર આપને, આપના પુરુષત્વને અને આપના રાજ્યને હજારોવાર ધિક્કાર છે."

"આપણા પૂર્વજો કે જેમણે હલ્દીઘાટની લડાઇમાં અકબરસેનાની લોહીની નદીમાં વીરતાની નૌકા ચલાવી જશધ્વજા ચડાવી હતી. અરેરે! આજે તેમના કીર્તિસ્થંભને આપ જેવા બીકણપુરુષે ખંડિત કર્યો. આપે જન્મગ્રહણ કરી આપણા પરમપવિત્ર વંશને કલંકિત કર્યો. આપનો જન્મજ થયો નહોત તો આપણા વંશમાં કદાપિ આવું લાંછન ન લાગત."

વિક્રમકેતુ પ્રતાપનાં તિરસ્કાર ભર્યાં વચનો સાંભળી બમણા રાતાચોળ થયા, ને સિપાઇઓને આજ્ઞા કરી કે "એને તરત મ્હારી નજર આગળથી લઇ જાઓ; અને કેદખાનામાં પૂરી દો."

જ્યારે સિપાઇઓ પ્રતાપને લઇ ચાલ્યા ત્યારે તેણે પોતાની તલવાર દિલેરખાંની સામે † ફેંકીને કહ્યું. "યવન! આજે હું ત્હને યથાયોગ્ય શિક્ષા કરી શક્યો નથી; પરંતુ ત્હને જલ્દી ફળ આપીશ. મ્લેચ્છ! પામર! ત્હા-

---

† તલવાર ફેંકવાનો રિવાજ એવો છે કે જ્યારે કોઇ વીરપુરુષ રણમાં લલકારી તલવાર ફેંકે છે ત્યારે સામેની વ્યક્તિ જો યુદ્ધ કરવા સમર્થ હોય તો તેણે એ તલવાર ઉઠાવી લેવી જોઇએ.

રામાં પુરુષત્વ હોય તો આ મ્હારી તલવાર ઉપાડી લે. યાદ રાખજે કે તલવાર ઉઠાવીશ તો રણભૂમિમાં સામે આવતાં તેનો સ્વાદ જણાશે.” આ સાંભળી દિલેરખાંનાં નેત્રોમાંથી અગ્નિકણો ઝરવા લાગ્યાં, હોઠ કંપવા લાગ્યા, ને આખું શરીર ચમકવા લાગ્યું. તે ગર્જના કરી બોલ્યો. “બચ્ચા પ્રતાપ! દિલેરખાં ખાનદાન મહમ્મદીઓલાદનો છે, જંગમાં હઠે એવો નથી ને જિંદગીથી બેમતલબી છે. વખત મળ્યે ત્હારી તલવારનો મુકાબલો કરજે, ત્હારી મગરૂબી મટાડી દઇશ.” આટલું બોલી તેણે પ્રતાપની તલવાર ઉપાડી લીધી. સિપાઇઓ પ્રતાપને લઇ કેદખાના ભણી ચાલ્યા.

દિલેરખાંનાં નેત્રો આ સમયે લાલચોળ થયાં હતાં અને ક્રોધથી શરીર કંપતું હતું. આ બધો વખત વિક્રમકેતુ તેના મુખસામું એકીનજરે નિહાળી રહ્યા હતા. હવે દિલેરખાં રાજાસામું જોઇ ક્રોધ કરી બોલ્યો. “વિક્રમકેતુ! જુઓ છો? આજે કેવળ મ્હારી જ બેઇજ્જત થઇ નથી; પરંતુ આખા શાહન્શાહ સલામતની બેઇજ્જત થઇ છે. એક જાગીરદારનો છોકરો અમ્હારૂં અપમાન કરે? બસ, ત્હમારો આખર વખ્ત આવી ચૂક્યો. બસ; હવે રૂપનગરને મ્હારે નેસ્તનાબૂદ કરી પાણી પીવું.” એટલું બોલી રાજા સામે ગરદન ઉંચી કરી અક્કડાઇથી ઉભો રહ્યો.

વિક્રમકેતુ આ વાત સાંભળી બ્હી ગયા; અને એને ઉદ્ધતભાવે ઉભેલો જોઈ ગભરાઇને બોલ્યા. “ક્ષમા કરો. આપ દાના આદમી છો. કમઅક્કલ બાળકના બોલવાપર આપે ધ્યાન આપવું ન જોઇએ. આપની ગુન્હેગારી બદલ આ હાર આપને નજર કરૂંછું.” એમ કહી પોતાના ગળાનો મણિમય કીંમતી હાર ઉતારી દિલેરખાંના હાથમાં મૂક્યો.

દિલેરખાં હાર લઇ બોલ્યો. “અમ્હારા પાદશાહસલામતની ઇજ્જતની કીંમત શું આવી એક માળામાં આવી રહી?”

વિક્રમકેતુ બ્હીને બોલ્યા, “ખાં સાહેબ! હું એનો ભાર આપના ઉપર મૂકુંછું. આપ વિચાર કરીને મ્હારો જે દંડ કરશો તે હું કબૂલ કરીશ.”

દિલેરખાં બોલ્યો; “ઠીક છે, હું જે કહું તે ત્હમારે કબૂલ કરવું પડશે.”

વિક્રમકેતુઃ—“ભલે બોલો.”

હવે દિલેરખાં પોતાની જગો ઉપર બેઠો, અને રાજાનો હાથ પોતાના હાથમાં લઇ બોલ્યો; “પ્રથમ તો પ્રતાપને અમારે તાબે સોંપવો પડશે. અમે એને કેદ રાખીશું. એની રગે રગે મગરૂબી ભરેલી લાગે છે.”

વિક્રમકેતુઃ—“ભલે હું પ્રતાપને સોંપીશ, પણ આપ એ વાતની પ્રતિજ્ઞા કરો કે ત્હમારે એના પ્રાણને કાંઈ હરકત ન કરવી.”

દિલેરખાં:—"આ વખતે હું એવો એકરાર કરી શકતો નથી, પણ એટલું કહુંછું કે એના હકમાં બેહેતર થશે એવો ઇલાજ કરીશ."

વિક્રમકેતુ:—"ભલે, તો એમાં મ્હારે કાંઈ હરકત નથી."

દિલેરખાં:—બીજી વાત એ કે જે ચીજ હું કહું તે ત્હમારે આપવી પડશે."

વિક્રમકેતુ આ વાત સાંભળી વિસ્મય પામી વિચારવા લાગ્યા કે "રે! એ શી ચીજ માગશે?" અચાનક એમની ડાબી આંખ ફરકવા લાગી. તેમણે ધાર્યું કે અવશ્ય આમાંથી કાંઇ અમંગળ થવાનું છે. એટલામાં આથમતા સૂર્યનાં કિરણો ઝરૂખામાંથી આવી તેમનાં નેત્રઉપર પડવા લાગ્યાં. જાણે દિનકર પણ ક્રોધની દૃષ્ટિથી તેમને નિહાળતો હોયની! થોડીવારે રાજાને વિચાર થયો કે "હું અમંગળની ચિંતા વૃથા કરૂંછું. મ્હારૂં હવે શું અમંગળ થવાનું હતું?" પછી સ્થિર થઇ દિલેરખાં સામું ટકટક જોવા લાગ્યા ને બોલ્યા; "શી ચીજ?"

વિક્રમકેતુની આવી અવસ્થા જોઈ દિલેરખાં બોલ્યો; "આપ ચિંતા ન કરો; હું આપનું રાજ્ય નથી માગતો, દોલત નથી માગતો ને જંગ કરવા ફોજ પણ નથી માગતો."

આ વાત સાંભળી રાજા પ્રફુલ્લિત થયા. ચિંતા દૂર થતાં બોલ્યા; "ક્હો ત્યારે શી ચીજ માગો છો?"

દિલેરખાં હસીને બોલ્યો. "ફક્ત આપની પુત્રી ચમ્પાતિલકને મ્હારી સાથે"...

યવનના મુખથી પોતાની પુત્રીનું નામ સાંભળતાં જ રાજા ક્રોધથી લાલચોળ બની ગયા ને તરવરતે હોઠે યવન સામું જોઈ બોલ્યા; "બસ! ચૂપ રૂહે."

યવન ગંભીર થઇ બોલ્યો; "આપે હમણાં જ એકરાર કર્યો હતો કે જે માગો તે આપીશ. ને હવે ના કહો છો?"

ગંભીરસ્વરે વિક્રમકેતુએ કહ્યું; "શું આવી બેઅદબી?"

દિલેરખાં:—"આમાં બેઅદબી કોની?"

વિક્રમકેતુ:—"ત્હારી"

દિલે:—"એમાં બેઅદબી શાની?"

વિક્ર:—"હજુ પણ તું મશ્કરી કરે છે?"

દિલે:—"મશ્કરી શાની?"

વિક્ર:—"મૂર્ખ! નાલાયક માણસના મોઢામાં મ્હોટી વાત?"

દિલે:—"મ્હોટી વાત કરનાર નાલાયક નથી."

આ તરફ જોઉંછું તો તમામ વસ્તુનો નાશ કરાવી રૂપનગરને વિરૂપ બનાવવાનું, રાજ્યને પાયમાલ કરવાનું, અને સગાં કુટુંબ સહિત યવનોને હાથે માર્યા જવાનું છે. તો આ બેમાં શું કરવું?" આ વિચારમાં ફરી ભમવા લાગ્યા અને થોડીવારે ઉભા રહી કપાળ અને મસ્તક ઉપરનો પરસેવો લૂંછવા લાગ્યા. વળી બોલ્યા; "અહો! આજે મન કેમ ગભરાય છે? લક્ષ્મીદેવી! ત્હમે શું હવે મ્હારો ત્યાગ કરવાનુંજ ધાર્યું?" વળી ઉભા રહી બોલ્યા; "રે! હું રાજપુત્ર છતાં કુલગૌરવનો ત્યાગ કેવીરીતે કરું? શુદ્ધવંશમાં કલંક કેમ લગાડું? રે! મ્હેં પ્રતાપની વાત કેમ સાંભળી નહિ? પ્રતાપ! પ્રતાપ! ત્હારું નામ સ્મરણ કરતાંજ હૃદયમાં ઉત્સાહ ઉભરાય છે. પ્રતાપ! ત્હારો વિચાર ગ્રહણ ન કરવાથી મ્હારે નઠારું ફળ અવશ્ય ભોગવવું પડશે." આટલું બોલતાં તેમણે ઉંચું જોયું તો પોતાના સ્વર્ગવાસી વડીલબન્ધુની છબી નજરે તરવા લાગી. આથી શરમાઇ જઇ પોતે નીચું જોઇ ગયા ને ઘણીવારે ઉંચું જોઇ હાથ જોડી બોલ્યા. "વડીલબન્ધુ! મ્હને ક્ષમા કરો, આપના પ્રતાપને કેદમાં મોકલવામાં મ્હેં મ્હોટી ભૂલ કરી છે. વડીલબન્ધુ વિરૂપાક્ષ! મ્હને આપ હસશો માં; મ્હને કાયર કહી તિરસ્કાર કરશો માં; આપના શરીરમાં થયેલાં યવનોની તલવારનાં ચિન્હો હજુ મ્હારી નજરે તરે છે; નહિ નહિ, અવશ્ય હું... પણ આપ અહીં ક્યાંથી?" એટલું બોલી એકટશે ઉંચે જોઇ રહ્યા. વળી ફરી સ્થિર થઇ બોલ્યા. "ના, ના, ઉપર તો કોઈ દેખાતું નથી. હું આ શું લવુંછું? એ તો મ્હારી ભ્રાન્તિ છે." આવા શોચવિચાર કરતા કરતા જલ્દી જલ્દી ત્યાંથી અન્તઃપુરમાં ચાલ્યા ગયા.



# પ્રકરણ બીજું.

## ચમ્પાનિલા અને પ્રમીલા.

રાત્રિ શમશમાટ ગાન કરતી ચાલી જાયછે. બધી વસ્તુઓ અંધકારમાં ડૂબી ગઇ છે. પ્રયાસ કરી કરી થાકી ગયેલાં પ્રાણીઓને પોતાના ખોળામાં લઇ નિદ્રાદેવી પોતાના સુંદરકરો તેમનાપર ફેરવે છે. શાન્તિદેવી પણ

પોતાનું સામ્રાજ્ય સ્થાપી ચારે તરફ પોતાની આણ ફેલાવી રહ્યાં છે. દેડકાંનો ડરાં ડરાં નાદ સિવાય બીજો કોઇ નાદ સંભળાતો નથી. આ વખતે રૂપનગરના રાજરસ્તા ઉપરથી ચાલી કોઇ માણસ પોતાનું શરીર ઢાંકી રાજમહેલની સામેના વડ તળે લપાઇને બેઠો. આ માણસ કોણ છે અને ત્યાં શામાટે છુપાઇ રહ્યો છે? તે અમે જાણતા નથી. પણ એ માણસ રાજકુમારીના મહેલ સામે તાકી રહ્યો છે. રાજમહેલમાં કોણ છે? જોતાં જણાય છે કે એક સુંદરી શ્વેત સુકોમળ શય્યાઉપર સૂતેલી છે. રમણીની અવસ્થા પંદર સોળ વર્ષથી વધારે નથી. અહો! તેનું સ્વરૂપ કેવું મનોહર છે?, બંન્ધુ! જો તમે સ્વચ્છ સરોવરમાં ખીલેલી કમલિની નિહાળી હોય તો આ રમણીની મુખશોભાનો અનુભવ કરી શકો. તેનાં લોચનોની શોભા પણ અનુપમ-તુલના બહાર-છે. મીંચાયેલાં નેત્રોઉપર વાંકી નમેલી શ્યામભ્રૂકુટિ, રસ લૂટવા બેઠેલી ભમરાની પંક્તિસમાન શોભે છે. અધરોષ્ઠ જોતાં પાકાં બિલ્વફળ જોવાની ઇચ્છા થતી નથી. ચિબુક અતિ મનોહર છે. બંને કર્ણોઉપર ચકચકતી શ્યામકેશની વેણી શોભી રહી છે. બંને હાથ શિરીષના ફૂલસમાન સુંદર ને કોમળ છે. અંગુલિયો તો ચમ્પાની કળિયો જ હોયની! હૃદયઉપર ગિરિ છે શું? નહિ, નહિ, આવી કોમલાંગી હૃદયઉપર ગિરિ ધારણ કરી શકે શું? ના, ના, એ તો કામદેવનાં વિજયદુંદુભિ ભાસે છે. કટિભાગ અત્યન્ત પાતળો છે. ચરણો કદલિસ્થંભસમાન લાવણ્યવાળા છે. ટૂંકામાં સુંદરીનાં અંગોનું વર્ણન જાણવું હોય તો મેઘદૂતમાં ગાયેલું યક્ષની પત્નીનું આ વર્ણન ધ્યાનમાં લ્યો.

‡ तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ॥

તેના પલંગની બે બાજુ બે યુવતિઓ સુવર્ણચમ્મરોને મન્દમન્દ હલાવી પવન નાંખે છે, અને સૂતેલી કુમારીના અલૌકિક રૂપરાશિ નિહાળી રહી છે.

કુમારીએ કેશરિયા રંગની અતિ કીમતી બનારસી સાડી પહેરી છે. એની ચારેકોર મોતી ટાંકેલાં છે; અને વચ્ચે પણ ઝીણાં ઝીણાં મોતીની વેલ, ડાળી અને પુષ્પો બનાવેલાં છે. વચમાં વચમાં હીરા, પન્ના ને જવાહિર જડેલાં છે. આવી સુંદરરમણીના શરીરપર આવાં સુંદર બહુમૂલાં વસ્ત્રો જે શોભા આપે છે તેનું વર્ણન કરવા કોઇ સમર્થ કવિ જોઇએ. અમે તો માત્ર શુષ્ક શબ્દોથીજ કહી શકીશું. રાજકુમારી નીલરંગની એક મુક્તામયી ઓઢણી પગથી શિર સુધી ઓઢી સૂતી છે. ચમ્મરના પવને તે ઓઢણી ઉંચી થતાં તેમાંથી કુમારીની સાડી અને ગૌર શરીરકાન્તિ કદિ કદિ નજરે પડે છે, તે મેઘમંડળમાં લપાતી વીજળીની ભ્રાન્તિ કરાવે છે. રાજકુમારીએ નાજુક નાકમાં એક નાજુક નથ પહેરેલી છે. અને તેમાં લળકતાં બે મ્હોટાં મોતી સ્વભાવિક લાલાશવાળા અધરોપર ઠરી રહ્યાં છે.* કંબુ જેવા શોભિતા કંઠમાં સ્વચ્છમોતીની માળા અને ઉત્તમમણિથી બનાવેલો નવરત્નહાર છે. હાથમાં રત્નજડિત કડાં અનેછ છ હીરાથી બનાવેલી ઝીણી ચૂડિયો છે.

એટલામાં એક યુવતી આ મહેલમાં આવી અને કુમારીની શય્યા પાસે ઉભી રહી બોલી; " સખિ! અત્યારમાં સૂઇ ગયાં? " વાચક મિત્ર! આપ સમજી ગયા હશો કે આ સૂતેલી રમણી તે રૂપનગરના રાજાની કન્યા ચમ્પાનિલા છે. પલંગ પાસે હમણાં આવી ઉભી તે તેની સખી પ્રમીલા છે. એનું સ્વરૂપ પણ રાજકુમારીના જેવું જ સુંદર છે; પરંતુ શરીરનો રંગ જરા વધારે ગૌર છે. આજે એની વેણી ખુલ્લી છે. એના ચરણોમાં સુવર્ણનાં દળદાર સાંકળાં છે.

પ્રમીલા ફરી બોલી, " પ્રિયસખિ! અત્યારમાં સૂઇ ગયાં? " એટલું બોલી તેણે ચમ્પાનિલાને શરીરે હાથ અડાડયો આથી રાજકુમારીની નિદ્રા ઉડી ગઇ. નેત્રો ઉઘાડી રાજકુમારી બોલી; " કોણ સખિ પ્રમીલા! આવ આવ સખિ, અહીંઆં બેસ. " તોપણ પ્રમીલા ઉભી ઉભી નીચુંજ નિહાળી રહી; ચમ્પાનિલાએ જોયું તો તેનાં નેત્રોમાંથી મોતીનાં કણોસરખાં આંસુ અખંડ ઝર્યા કરતાં હતાં, આથી ચમ્પાનિલા ગભરાઇ બેઠી થઇ, ને સખીનો હાથ ઝાલી બોલી. " મ્હારી બ્હાલી! રુવે છે શા માટે? મ્હને કહે તો ખરી? " એમ કહી પોતાની ઓઢણીથી સખીનાં આંસુ લ્હોવા લાગી.

પ્રમીલા સખીને કંઠે વળગી બોલી; " સખિ! તમારા ભાઇને માટે રડું છું. " ૩૪૨૨૫

* કંબુ=શંખ.

પોતાનું સામ્રાજ્ય સ્થાપી ચારે તરફ પોતાની આણ ફેલાવી રહ્યાં છે. દેડકો-નો ડરાં ડરાં નાદ સિવાય બીજો કોઇ નાદ સંભળાતો નથી. આ વખતે રૂપ-નગરના રાજરસ્તા ઉપરથી ચાલી કોઇ માણસ પોતાનું શરીર ઢાંકી રાજમ-હેલની સામેના વડ તળે લપાઇને બેઠો. આ માણસ કોણ છે અને ત્યાં શામાટે છુપાઇ રહ્યો છે ? તે અમે જાણતા નથી. પણ એ માણસ રાજકુ-મારીના મહેલ સામે તાકી રહ્યો છે. રાજમહેલમાં કોણ છે ? જોતાં જણાય છે કે એક સુંદરી શ્વેત સુકોમળ શય્યાઉપર સૂતેલી છે. રમણીની અવસ્થા પંદર સોળ વર્ષથી વધારે નથી. અહો ! તેનું સ્વરૂપ કેવું મનોહર છે ?, બંન્ધુ! જો તમે સ્વચ્છ સરોવરમાં ખીલેલી કમલિની નિહાળી હોય તો આ રમણીની મુખશોભાનો અનુભવ કરી શકો. તેનાં લોચનોની શોભા પણ અનુપમ-તુલના બહાર-છે. મીંચાયેલાં નેત્રોઉપર વાંકી નમેલી શ્યામભ્રૂકુટિ, રસ લૂટવા બેઠેલી ભમરાની પંક્તિસમાન શોભે છે. અધરોષ્ઠ જોતાં પાકાં બિલ્વફળ જોવાની ઇચ્છા થતી નથી. ચિબુક અતિ મનોહર છે. બંને કર્ણોઉપર ચકચકતી શ્યા-મકેશની વેણી શોભી રહી છે. બંને હાથ શિરીષના ફૂલસમાન સુંદર ને કોમળ છે. અંગુલિયો તો ચમ્પાની કળિયો જ હોયની ! હૃદયઉપર ગિરિ છે શું ? નહિ, નહિ, આવી કોમલાંગી હૃદયઉપર ગિરિ ધારણ કરી શકે શું ? ના, ના, એ તો કામદેવનાં વિજયદુંદુભિ ભાસે છે. કટિભાગ અત્યન્ત પાતળો છે. ચરણો કદલિસ્થંભસમાન લાવણ્યવાળા છે. ટૂંકામાં સુંદરીનાં અંગોનું વર્ણન જાણવું હોય તો મેઘદૂતમાં ગાયેલું યક્ષની પત્નીનું આ વર્ણન ધ્યાનમાં લ્યો.

‡ तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः।
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ॥

‡ ભાવાર્થ:
આ યુવતી કૃશઅંગવાળી, ઝીણી ધોળી દંતપંક્તિવાળી, પાકા બિંબફળ સમાન અધરોવાળી, પાતળીકટિવાળી, ત્રસ્તહરિણીના જેવી દૃષ્ટિવાળી, ઉંડી નાભિવાળી, નિતંબભારથી મંદ ગતિવાળી ને વિશાળસ્તનથી જરા આગળ નમેલી છે. જેથી બ્રહ્માએ યુવતીઓને બનાવતા પહેલાં આ યુવતી જ પહેલામાં પહેલો-સુંદરમાં સુંદર-નમુનો બનાવેલો હોય, એમ આ રમણીરત્નની સર્વોત્કૃષ્ટ સુંદરતા ઉપરથી સમજાય છે.

તેના પલંગની બે બાજુ બે યુવતિઓ સુવર્ણચમ્મરોને મન્દમન્દ હલાવી પવન નાંખે છે, અને સૂતેલી કુમારીનો અલૌકિક રૂપરાશિ નિહાળી રહી છે.

કુમારીએ કેશરિયા રંગની અતિ કીંમતી બનારસી સાડી પહેરી છે. એની ચારેકોર મોતી ટાંકેલાં છે; અને વચ્ચે પણ ઝીણાં ઝીણાં મોતીની વેલ, ડાળી અને પુષ્પો બનાવેલાં છે. વચમાં વચમાં હીરા, પન્ના ને જવાહિર જડેલાં છે. આવી સુંદરરમણીના શરીરપર આવાં સુંદર બહુમૂલાં વસ્ત્રો જે શોભા આપે છે તેનું વર્ણન કરવા કોઇ સમર્થ કવિ જોઇએ. અમે તો માત્ર શુષ્ક શબ્દોથીજ કહી શકીશું. રાજકુમારી નીલરંગની એક મુક્તામયી ઓઢણી પગથી શિર સુધી ઓઢી સૂતી છે. ચમ્મરના પવને તે ઓઢણી ઉંચી થતાં તેમાંથી કુમારીની સાડી અને ગૌર શરીરકાન્તિ કદિ કદિ નજરે પડે છે, તે મેઘમંડળમાં લપાતી વીજળીની ભ્રાન્તિ કરાવે છે. રાજકુમારીએ નાજુક નાકમાં એક નાજુક નથ પહેરેલી છે. અને તેમાં લળકતાં બે મ્હોટાં મોતી સ્વભાવિક લાલાશવાળા અધરોપર ઠરી રહ્યાં છે. * કંબુ જેવા શોભિતા કંઠમાં સ્વચ્છમોતીની માળા અને ઉત્તમમણિથી બનાવેલો નવરત્નહાર છે. હાથમાં રત્નજડિત કડાં અનેછ છ હીરાથી બનાવેલી ઝીણી ચૂડિયો છે.

એટલામાં એક યુવતી આ મહેલમાં આવી અને કુમારીની શય્યા પાસે ઉભી રહી બોલી; " સખિ! અત્યારમાં સૂઇ ગયાં? " વાચક મિત્ર! આપ સમજી ગયા હશો કે આ સૂતેલી રમણી તે રૂપનગરના રાજાની કન્યા ચમ્પાનિલા છે. પલંગ પાસે હમણાં આવી ઉભી તે તેની સખી પ્રમીલા છે. એનું સ્વરૂપ પણ રાજકુમારીના જેવું જ સુંદર છે; પરંતુ શરીરનો રંગ જરા વધારે ગૌર છે. આજે એની વેણી ખુલી છે. એના ચરણોમાં સુવર્ણનાં ઢળદાર સાંકળાં છે.

પ્રમીલા ફરી બોલી, " પ્રિયસખિ! અત્યારમાં સૂઇ ગયાં? " એટલું બોલી તેણે ચમ્પાનિલાને શરીરે હાથ અડાડ્યો આથી રાજકુમારીની નિદ્રા ઉડી ગઇ. નેત્રો ઉઘાડી રાજકુમારી બોલી; " કોણ સખિ પ્રમીલા! આવ આવ સખિ, અહીંઆં બેસ. " તોપણ પ્રમીલા ઉભી ઉભી નીચુંજ નિહાળી રહી; ચમ્પાનિલાએ જોયું તો તેનાં નેત્રોમાંથી મોતીનાં કણોસરખાં આંસુ અખંડ ઝર્યાં કરતાં હતાં, આથી ચમ્પાનિલા ગભરાઇ બેઠી થઇ, ને સખીનો હાથ ઝાલી બોલી. " મ્હારી વ્હાલી! રુવે છે શા માટે? મ્હને કહે તો ખરી? " એમ કહી પોતાની ઓઢણીથી સખીનાં આંસુ લ્હોવા લાગી.

પ્રમીલા સખીને કંઠે વળગી બોલી; " સખિ! ત્હમારા ભાઇને માટે રડું છું. "

૩૪૨૨૫

* કંબુ=શંખ.

ચમ્પાનિલા છાતી સરસી ચાંપી બોલી; "સખિ! મ્હારા ભાઇને શું થયું છે?"

પ્રમીલા અશ્રુપાત કરી બોલી; "બ્હેની! મહારાજે ત્હમારા ભાઇને કેદખાનામાં મોકલાવી દીધા છે."

"ભાઇને પિતાજીએ કેદમાં શામાટે મોકલ્યા?" પૂછતાં પૂછતાં ચમ્પાનિલાનાં નયનો પણ જળે છલકાયાં.

પ્રમીલા; "તેતો હું જાણતી નથી; પરંતુ સખિ! મ્હારું મન આજે અતિશય ગભરાય છે. સખિ! મ્હારું શું થશે?" આમ કહી સરળહૃદયી બાળા પ્રમીલા ડુસ્કાં ભરવા લાગી.

પ્રિયવાચકો! ઘડી સ્થિરતા કરી આ રમ્યચિત્રઉપર ત્હમારો મધુરદષ્ટિપાત કરો. સ્વચ્છ સ્ફાટિકમણિની જ ચૈતન્યવતી પ્રતિમાઓ હોય એવી આ બે પ્રમદાઓ વદનકમળો મેળવી અનંતઅશ્રુપાત કરી ગૈરગાલ ભિંજાવી રહી છે. એ ચિત્ર કેવું સુંદર છે? અને કુમારિકાનાં હૃદયો કેવાં સરલતાથી ભરેલાં છે? કેવાં પવિત્રતાથી શોભિતાં છે? એ અંતર્મર્મનું વર્ણન અમે અમારી કલમથી કેવી રીતે કરી શકીએ? અહા! પ્રતાપસિંહના કારાગૃહમાં પૂરાયાના સમાચાર સાંભળી બાલિકાપ્રમીલા અને રાજકુમારી ચમ્પાનિલા અખંડ અશ્રુપાત કરી રહી છે ને વારંવાર ડુસ્કાં ભરતી જાય છે.

અઘટિતઘટના ઘટાવનારી વિધાતા! ત્હમને અમે હજારવાર ધન્યવાદ આપીએ, તો પણ તે ઓછો જ છે; કારણ ત્હમે આ સંસારમાં રમણીરત્નો ઉત્પન્ન કરી અમ્હારી ઉપર અનંત ઉપકારો કરેલા છે. રમણીનાં હૃદય પવિત્રતા, દયા અને કરુણાથી સદા ભર્યાં રહે છે. સંસારમાં જીવજંતુ અને કીટ પતંગાદિ પ્રાણીઓનાં દુઃખ નિહાળીને પણ રમણીનાં હૃદય દુઃખી થાય છે, કોઇનાં નયનોથી આંસુ પડતાં જોઇને પણ રમણીનાં નેત્રોથી આંસુની ધારા વહે છે! અહો! રમણીનાં હૃદયો કેવાં દયાથી ભરેલાં છે? જ્યારે અમે કોઇ મહાન સંકટમાં પડી અહાર ને નિદ્રાનો પણ ત્યાગ કરીએ છીએ, ને રાત દિવસ નિરાશ મને વ્યગ્ર બનીએ છીએ, ત્યારે રમણીના મૃદુ આશ્વાસથી ઉત્સાહી બની કર્ત્તવ્યપરાયણ બનીએ છીએ. જ્યારે અમે ઉદ્વેગી બની જગતને શૂન્યવત્ ગણવા તૈયાર થયા હોઇએ છીએ ત્યારે પણ રમણીનું મુખકમળ જોઇને જ અમને જગત્ પાછું આનંદમય ભાસે છે. મહાન વિપત્તિમાં પડતાં જ્યારે અમને સગાંપરિવારો પણ ત્યજી દે છે ત્યારે પણ, રમણી જ છાયા પેઠે અમારી સંગે રહી ક્લેશને દૂર કરવા હજારગણાં વધારે દુઃખો સ્વીકારે છે. ને અમને આનંદ

થાય એ વિષયમાં પ્રાણસમર્પણ કરવા સુધી પ્રયાસ કરે છે. રમણી! રમણી! તું સાક્ષાત્ આનંદ સ્વરૂપ છે.

પોતાના પતિનો સ્વર્ગવાસ થતાં સંસારનાં તમામ સુખોનો ત્યાગ કરી, મલિન વસ્ત્રો પહેરી, ક્લેશ ભરેલા જીવને રમણીઓ પોતાનો તમામ કાળ જે પ્રેમસ્મરણમાં ગાળે છે એમ જીવન ગાળવાને આ ભૂમંડળમાં બીજું કોણ સમર્થ છે?! છતાં કેટલા બધા કુલાંગારો પોતાની સતીસ્ત્રીને દુઃખ આપતાં પાછું વાળી જુએ છે? કોઇ વેશ્યાગમન કરી પોતાની સોળ વર્ષની સુંદરીને કષ્ટકારક બને છે. તો કોઇ મદિરાપાનમાં મસ્ત બની પોતાની અર્ધાંગનાને અસહ્ય દુઃખ દે છે. વળી કોઈ જુગારી બની ઘરતું તમામ દ્રવ્ય ચોરી પોતે કેદમાં પડે છે ને બિચારી અબળાને નિરાધાર કરી દુઃખ સાગરમાં ડૂબાવે છે. પવિત્ર રમણીઓ! અમે ત્હમારા સુખ માટે જે જે યત્નો કરીએ તોપણ ત્હમારા દેવામાંથી કદિ મુક્ત થઇ શકીએ તેમ નથી.

ઘણીવાર ચિંતામાં પડી પ્રમીલા અને ચમ્પાનિલા એ બંનેએ સામસામાં કંઠે વળગી રુદન કર્યા કર્યું; પછી ચમ્પાનિલા બોલી. "સખિ! હવે શો ઉપાય કરવો?" તેના પ્રત્યુત્તરમાં પ્રમીલાએ મુખ નીચું કરી કાંઇક કહ્યું; જે આપણને બરાબર સમજાયું નહિ. એટલામાં પાસેના મકાનનું બારણું ઉઘડ્યું ને તે તરફ જુએ છે તો રાજા વિક્રમકેતુને આવતા જોયા. બંનેએ તેમને પ્રણામ કર્યાં પરંતુ બંનેનાં નેત્રોથી અશ્રુધારા વહેતી હતી.

"અષ્ટભુજાદેવી ત્હમારું કલ્યાણ કરો" એમ બોલી રાજાએ બંનેને મસ્તકે એકએક હાથ મૂક્યો. વળી બંનેનાં નેત્રોમાં જળ ભરાયેલું જોઈ બોલ્યા; "બેટા ચમ્પાનિલા! રુવેછે શામાટે? બેટા પ્રમીલા! આંસુ શામાટે પાડે છે?"

એમાંથી કોઇથી જવાબ આપી શકાયો નહિ. પરંતુ અશ્રુધારા વધારે વેગથી વહેતી હતી. જાણે એજ એનો ઉત્તર હતો.

વિક્રમકેતુ બંનેના રોવાનું કારણ સમજી ગયા ને વિચારવા લાગ્યા કે શું કહીને હવે પુત્રી તથા પ્રમીલાને સમજાવું? શાન્ત કરવાનો કોઇ ઉપાય ન જડતાં પોતે પણ નીચું મસ્તક કરી શોચવિચારમાં પડ્યા.

પ્રતાપસિંહ! ત્હમે મહાભાગ્યવાન છો. કે પ્રમીલા અને ચમ્પાનિલા જેવાં રમણીરત્નો ત્હમારે માટે અશ્રુ સારે છે! પ્રમીલે! ચમ્પાનિલે! અમે ત્હમને પણ ધન્યવાદ દઇએ છીએ; કારણ અમને પ્રતીતિ થઇ છે કે ત્હમે રાજા વિક્રમકેતુના પાષાણસમાન હૃદયને પણ પિગળાવી શક્યાં છો!! પાષાણહૃદયને પણ કોમળ કરી તેમનાં નેત્રમાં જળ આણ્યું જણાય છે!!

ચમ્પાનિલા પિતાને રોતા જોઇ, તેમને ખભે હાથ અને છાતીએ પોતાનું માથું મૂકી રુદન કરતી બોલી; "“ બાપા ! આપ કેમ રડોછો ?

વિક્રમકેતુઃ—“ બેટા ! હું હારી ઇચ્છા પૂરી કરી શકયો નહિ માટે રૂઉંછું. પ્રતાપને મ્હેં વિના અપરાધે કારાગૃહમાં મોકલ્યો એ સત્ય છે, પણ એ સિવાય બીજો કોઇ રસ્તો નહોતો, માટે શું કરું ? ” એટલું બોલી પોતે પલંગ પર બેઠા અને બંને ચમ્મરધારિણીઓને બહાર જવાની સાન કરી.

ચમ્પાનિલા પિતાની પાસે બેઠી અને પ્રમીલાને પણ પોતાના પડખામાં બેસાડી બોલી: “ બાપા ! હમે આ શું બોલોછો ? ભાઇને વિના કારણે કેદમાં મોકલ્યા ને વળી કહોછો કે તેમ કર્યા વિના ચાલે તેમ નહોતું ? એમ કરવાનું કારણ શું ? ”

વિક્રમકેતુ આ પ્રશ્નનો ઉત્તર ઉડાવી દેતાં બોલ્યા;“ બેટા ! આપણે માથે કોઇ મ્હોટી વિપત્તિ આવવાનો સંભવ છે. ” બોલતાં બોલતાં તેમણે લાંબો નીસાસો નાંખ્યો.

ચમ્પાનિલા ગભરાઈ બોલી; “ હેં આપણીપર હજુ વિપત્તિ ? ”

પ્રમીલા; “ મહારાજ ! દેશમાં કયાંઈ ઝગડો મચ્યો છે ?

વિક્રમકેતુ; “ પુત્રિ ! જણાય છે કે હવે રૂપનગરને વિરૂપ થવાનો અને આપણે બધાંને કરાલકાલના મુખમાં પડવાનો સમય આવ્યો છે. ”

ચમ્પાનિલા ગભરાઇ બોલી; “ બાપા ! આપ શું કહોછો ? મ્હારો જીવ ગભરાય છે. ”

વિક્રમકેતુ; બેટા ! પાદશાહ ઔરંગઝેબે આપણો વિનાશ કરવાનું ધાર્યું લાગે છે. ”

ચમ્પાનિલા ખેદભર્યા સ્વરે બોલી; “ અહો ! દુરાત્મા ઔરંગઝેબની વૃદ્ધિ એટલી બધી થઇ છે ? ઠીક છે; પણ પિતાજી ! પહેલાં જ અમે આપને વિનંતી કરી હતી કે દુરાત્મા ઔરંગઝેબ સાથે સંધિ ન કરો. એની સાથે મળી યવનસેનામાં વધારો ન કરો; પરંતુ આપે તે સમયે વાત સાંભળીજ નહિ. ”

પ્રમીલા; “ મહારાજ ! આપે હજી પણ મુસલ્માનોની લાલચમાં પડવું નહિ. આપ ક્ષત્રિયકુળમાં ઉપજ્યા છો. તો યવનો સામે યુદ્ધ કરી હિંદુકુળ–ગૌરવ વધારવા પ્રયાસ કરો. ઉદયપુરાધીશ રાણા રાજસિંહને પત્ર લખી તેમને યવનોના પ્રપંચથી જાણીતા કરો ને અત્યારથી તૈયારી કરી યવનોને યુદ્ધમાં યોગ્ય સજા કરો. ”

વિક્રમકેતુ; “ પ્રમીલે ! મુગલાઇ શાહન્શાહત સાથે સંગ્રામ કરવો એ શું

રમતવાત છે ? વળી તું રાજસિંહની સહાયતાનું કહેછે તેતો કદિ બનવાનું નથી. મ્હારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો એ વાત બનવાની નથી."

પિતાની વાત સાંભળી ચિંતામાં ડુબતી બાલિકા તેમના મુખ સામું ટકટક તાકી રહી. ઘણીવાર ચિંતામાં પડી વિક્રમકેતુ બોલ્યા. "રાજસિંહ અમારો જૂનો શત્રુ છે, એનું શરણું લઇ જીવવા કરતાં તો મરવું શ્રેષ્ઠ છે. નહિ નહિ; એ કદિ બનવાનું નથી." એટલું બોલી વળી દીર્ઘનિસાસો મૂક્યો.

ચમ્પાનિલા પિતાને ચિંતાતુર જોઇ બોલી; "પિતાજી ! બીજો કોઈ ઉપાય નથી તો ભાઇને કેદમાંથી મુક્ત કરી યુદ્ધની સામગ્રી કરો. ભાઇની સામે તલવાર લઇ ઉભા રહે એવા વીર વિરલા છે. અમારી કાંઇ ચિંતા કરશો માં. જેણે જન્મ લીધો છે તેને એકવાર મરવું તો નિશ્ચિત છે; તો પછી ચિંતા શા માટે કરવી ? હવે સન્ધિ ન કરશો. હવે યવનોને અધીન ન થશો. આપ તલવાર ખેંચો ને આપણા ભાગ્યમાં જે લખ્યું હશે તે થઈ રહેશે.

વિક્રમકેતુ ! "પુત્રિ ! હું પ્રતાપને કારાગ્રહથી મુક્ત કેમ કરી શકું ? હું તો પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું કે એને યવનોને સ્વાધીન કરવો."

આ સાંભળી પ્રમીલા અને ચમ્પાનિલા ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગ્યાં. ડુસકાં ભરતી ચમ્પા બોલી:–" બાપા ! આપે એવી ભયાનક પ્રતિજ્ઞા શામાટે કરી ?"

વિક્રમકેતુ; "દિલેરખાંનો ક્રોધ શમતો નહોતો તેથી અને યુદ્ધ કરવું નપડે એથી મ્હેં પ્રતાપને સોંપી દેવાની સંમતિ આપી."

ચમ્પાનિલા; "ભાઇને યવનોના હાથમાં આપવો એના કરતાં યુદ્ધ કરવું હજારગણું સારું છે. શું ભાઇને યવનોના હાથમાંથી બચાવવાનો હવે કાંઈ ઉપાય નથી ?"

વિક્રમકેતુ મ્પાનિલાના સુંદર પવિત્ર મુખ સામું જોઇ રહ્યા; છેવટે લાંબો નીસાસો નાંખી બોલ્યા, "એનો કેવળ એકજ ઉપાય છે."

"તે કહો તો ખરા ?" બને જણાં ઉત્સુક થઇ બોલી ઉઠ્યાં.

વિક્રમકેતુ પ્રમીલાના સરળ, પવિત્ર અને પ્રેમપ્રફુલ્લિત વદન સામું તાકી રહ્યા ને બોલ્યા; "બેટા ! એ ઉપાય બહુ ભયાનક છે." એમ બોલી જ્યાંથી આવ્યા હતા ત્યાં એકદમ ચાલ્યા ગયા.

સંશયમાં પડેલી બને બાલિકાઓ એક બીજાનાં મ્હોં સામું ઘણીવાર તાકી રહી. પછી ચમ્પા બોલી; "સખિ ! આનો શો ઉપાય કરવો ? પિતાજી વ્યગ્ર થઇ ગયા છે ને યવનો રૂપનગરને રોળી નાંખશે."

પ્રમિલાઃ—" સખિ ! કેવળ એક ઉપાય છે. "

ચમ્પા ઉત્સુક થઇ બોલી; " કયો ? "

પ્રમીલાઃ—" તમ્હારા ભાઇને છોડાવવા અને ઉદયપુરાધિશ રાણા રાજસિંહને પત્ર લખવો. "

રાજસિંહનું નામ સાંભળતાં ચમ્પાનિલાને શરીરે રોમાંચ થયા. નીસાસો મૂકી પલંગ ઉપરથી ઉભી થઇને સામેની બારી પાસે જઇ ઉભી. પ્રમીલા પણ તેની પછવાડે ગઇ અને પોતાનો કરપલ્લવ સખિના સુંદર ગલ્લસ્થળે મૂકી તેના સામું નિહાળી રહી; અને મંદસ્મિત કરી બોલિ ! " સખિ ! તમારે શરીરે રોમાંચ કેમ છવાયા છે ? અધર કેમ ધ્રૂજે છે ? ત્હમને તાવબાવ તો આવ્યો નથી ?"

એટલામાં સામેના વડવૃક્ષતળે ચમ્પાની દૃષ્ટિ પડી, તેથી તે ઉપરની વાત ઉડાવી દઇ બોલી ! સખિ ! જો જો પણે કોણ લપાઇને ઉભું છે ? "

પ્રમીલા ! " કયાં ? "

ચમ્પાઃ—" સામેના વડનીચે. સખિ મ્હને લાગે છે કે આપણી બધી વાત એ માણસે સાંભળી હશે ને તેથી તે આડું અવળું થઇ ગયું હશે " વળી ઝીણી નજરે દૂર જોઇને બોલીઃ—" સખિ ! હવે તો કોઇ દેખાતું નથી. "

પ્રમીલા હસીને બોલી; "સખિ ! હમણાં અહીં ચોરનો ભય બહુ છે. એક ચોરે મ્હારી સખીનુ હૃદય ચોર્યું છે ને બીજે ચોરે મહારાજાનું મન ચોર્યું છે "

ચમ્પાનિલા; " સખિ મશ્કરી ન કર. ભલા, ચાલને એકવાર ભાઇને જોઇ આવીએ ? "

પ્રમીલા આનન્દિત થઇ બોલી; " સખિ ! એમાં મ્હને શું પૂછોછો ? તમ્હારી સાથે આવવાને હું કયાં ના કહુંછું ? ભલા તમ્હારા ભાઇને જોઇને પણ હૃદય શીતળ થશે " બોલતો બોલતાં પ્રમીલાની વાણીમાં સ્વરભંગ અને મુખમાં પ્રસ્વેદ સ્પષ્ટ જણાતાં હતાં; પરંતુ તે છુપાવીને બોલી; " સખિ ! કારાગૃહરક્ષક આપણને તમ્હારાભાઈ સાથે અવશ્ય મળવા દેશે. નહિ તો આપણી પાસે રુપિયા કયાં નથી ? "

ચમ્પાનિલા; " સખિ ! રુપિયાથી શું થાય ? રુપિયામાં એવું સામર્થ્ય શું છે ? "

પ્રમીલાઃ—" સખિ ! રુપિયાથી શું નથી થઇ શકતું ? એનામાં એવી મોહિની શક્તિ છે કે બાળક, યુવાન ને વૃદ્ધ બધાંને એ પોતાના કટાક્ષ માત્રમાં જ મોહિત કરી દેછે. સો મહોરો તો તમ્હારા કારાગૃહરક્ષકને પણ ત્હેના યુધિષ્ઠિરત્વથી જૂદો કરે. "

ચમ્પાઃ–" સખિ! તો ચાલો થોડું દ્રવ્ય પણ સાથે લઈએ, "

પ્રમીલા, " સખિ! તેમાટે તમ્હારે ચિંતા ન કરવી. હું બધું સાથેજ લેતી આવીછું. એટલું બોલી પોતાની ઓઢણીમાં છુપાવેલી રુમાલની ગાંઠડી છોડી ઘણીક મ્હોરો બાંધેલી દેખાડી.

ચમ્પાઃ–" સખિ! તું ઘણી શ્યાણી છે. આપત્તિમાં પણ ત્હારી મતિ-સ્થિર રહે છે. હવે ચાલો ને જલ્દી ભાઈ પાસે જઈએ? "

પ્રમીલાઃ–" સખિ! જતાં પહેલાં એક વાત માનવી પડશે. '

ચમ્પાઃ–" શી? "

પ્રમીલાએ ચમ્પાનિલાના કાનમાં કાંઈક કહ્યું. સાંભળી ચમ્પા જરા વિચારમાં પડી અને ફરી હર્ષિત થઈ બોલી; " સખિ, ભલે ભલે. લાવ ધારણ કરું. " વળી મંદહાસ્ય કરી બોલી; સખિ હું તો કહી ચૂકીછું કે તું બડી શ્યાણી છે. વિપત્તિ દૂર કરવાનો પણ તું તરત ઉપાય શોધી કાઢે છે. " ફરી મંદહાસ્ય કરતાં ને પ્રમીલાનું મુખ ચુમ્બન કરતાં બોલી આ રત્ન કોણ જાણે ક્યા ભાગ્યવંતના લલાટમાં લખેલું હશે? "

પ્રમીલા હસીને બોલી; " અને આ મોહકમાળા કોના ગળામાં લટકશે? સખી ચાલો ચાલો, હવે વાર ન કરો. "

આટલું બોલી બંને રમણીઓ શયનગૃહની બહાર નીકળી.

# પ્રકરણ ત્રીજું.

## પ્રમોદનું હરણ.

જે સમયે ચમ્પાનિલા અને પ્રમિલા રાજગૃહથી બહાર નીકળ્યાં તે સમયે પેલો રાજમહેલ સામેના વડતળે બેઠેલો માણસ બહુ આનંદિત થવા લાગ્યો; અને બોલ્યોઃ–: " અહા! આજ મ્હારો મનોરથ પૂર્ણ થયો. " " અમ્બરાધિપતિએ મ્હને અહીં એક †વ્યક્તિ માટે મોકલ્યો હતો પણ હમણાં હું બે વ્યક્તિઓ તેમના ચરણકમળમાં સમર્પણ કરીશ. " એટલું બોલી અત્યન્ત શીઘ્રતાથી ત્યાંથી ચાલ્યો ગયો.

અહીંઆં રાજમહેલમાંથી બે જુવાન પુરુષો બહાર નીકળ્યા.

† વ્યક્તિ–માણસ.

એક જુવાનની ઉમર આશરે ૧૫-૧૬ વર્ષની હતી. બંને નેત્રો અતિશય લાંબાં, ચિબુકભાગ મનોહર, શરીરની બનાવટ નિર્દોષ અને જોતાંજ પ્રતીતિ થતી હતી કે એનું શરીર અતિશય કોમળ છે. વસ્ત્રોથી જણાતું હતું કે તે કોઈ રાજપુત્ર છે.

બીજા જુવાનની ઉંમર પણ આશરે ૧૭-૧૮ વર્ષની હતી. તેનું રૂપ પણ અત્યન્ત મનોહર, પરંતુ ઉંમર કંઇક વધારે હોવાથી પ્રથમના જુવાન કરતાં શરીર પણ કંઇક ઉંચું હતું. બંનેનો પરસ્પર સ્નેહ જોતાં પ્રતીતિ થતી કે તેમાં અત્યન્ત દૃઢ બન્ધુભાવ છે.

બીજો જુવાન બોલ્યોઃ-"પ્રિયમિત્ર ચમ્પક! કોતવાલ ગઢ અહીંથી એગાઉ દૂર છે, તું એટલું ચાલી શકીશ ?"

ચમ્પક બોલ્યોઃ-"નહિ પ્રમોદ! કાંઇ વાહન મળી જાય તો સારૂં.

પ્રમોદઃ-સારૂં, ચાલો. બજારમાં જોઇએ તો કોઈ એક્કાબેક્કા મળી જશે.

આટલું બોલી બંને જણ બજારભણી ચાલ્યા. ત્યાં જોયું તો બે કાળા ઘોડા જોડી, લગામ ઝાલી એક માણસ એક્કામાં બેઠો બેઠો કાંઇ ગાતો હતો, અને વખતો વખત આનંદમાં સીટી વગાડતો હતો. એક્કા જોઇ બંને પ્રસન્ન થયા.

પ્રમોદ એક્કાપાસે જઇ બોલ્યોઃ-"ઓ એક્કાવાળા? ભાડું બાંધવું છે?"

એક્કાવાળો પોતાના ગાનમાં મસ્ત બન્યો હતો. પ્રમોદનું વચન તેણે સાંભળ્યું પણ નહિં; જેથી છેક સમીપમાં જઇ પ્રમોદે પૂછ્યું. "અલ્યા ગાયનની લહેરમાં સાંભળતો પણ નથી શું?"

એક્કાવાળે જાગૃતિનો ઢોંગ કરી પ્રમોદને તુરત સલામ કરી બોલ્યોઃ-"જી! આપને ક્યાં સુધી આવવું છે?"

પ્રમોદઃ-"કોતવાલગઢ સુધી."

એક્કાવાળોઃ-"શું આપશો?"

પ્રમોદઃ-"તું શું લઇશ?"

એક્કાવાળોઃ-"ફક્ત કોતવાલગઢ લઇ જવાનુંજ ભાડું કહું કે આવતાં જતાંનું ભેગુંજ કહું."

પ્રમોદઃ-"ભેગુંજ બોલ."

એક્કાવાળોઃ-"આટલી રાત છે માટે એક મહોરથી ઓછું તો નહિજ લઉં."

પ્રમોદઃ-"સારૂં. એક મહોર આપીશું."

એક્કાવાળોઃ-"તો પધારોજી. એક્કામાં બેસી જાઓ." પ્રમોદે હાથ

ઝાલી ચમ્પકને એક્કામાં બેસાડવા માંડયો. ત્યાં એક્કાવાળો બોલ્યો:–" ત્યારે શું સાહેબ ! આપ બંને સાહેબોને આવવાનું છે ? હું તો સમજ્યો કે આપને એકનેજ આવવાનું હશે. પરંતુ બે જણા બેસશો તો ભાડું બમણું બેસશે."

બંને જણ એક્કામાં બેઠા પછી પ્રમોદ બોલ્યો:–" ભાડામાટે તારે ચિંતા નહિ; તું કહીશ તે પ્રમાણે ભાડું આપીશું."

એક્કાવાળે ઘોડા હાંક્યા તેટલામાં એક પહેરદારે હાંક મારીકે " આટલી રાતે એક્કો ક્યાં હાંકી જાય છે ?" સાંભળતાં તરતજ એક્કાવાળો ગજવામાંથી મહોર કાઢી બોલ્યો:– " કોતવાલગઢ." પહેરદાર મહોર લેતાંજ ચૂપ થઈ ચાલ્યો ગયો ને એક્કાવાળે એક્કો ચલાવ્યો.

પહેરદાર થોડુંક ચાલી કંઇક વિચાર આવવાથી પાછું વાળી એક્કા સામું જોવા લાગ્યો. પણ ઘોડા સરસ હોવાથી ક્ષણવારમાં તો એક્કો નજર માર્ગથી નીકળી ગયો. ઘણીવાર ઉભો રહી વિચારમાં પડયો કે " આ મ્હેં સારૂં ન કર્યું; આ એક્કાવાળાને તો મ્હેં આજસુધીમાં કદિ જોયો નથી. તેમ તે આ તરફનો આદમી પણ જણાતો નથી. આટલી રાત્રે બે જુવાન શ્રીમંતોને જવા દીધા એ સારૂં ન કર્યું. વસ્ત્રો ઉપરથી જણાય છે કે જનાર બે માણસો બહુ દ્રવ્યવાન હોવા જોઇએ, પરંતુ દ્રવ્ય શું શું અનર્થ નથી કરાવતું ? " વળી મહોર સામું જોઇ બોલ્યો. હશે " આપણે શી પંચાત ? આપણે તો બેમાસનો પગાર મળી ગયો. એમ બોલી ચાલ્યો ગયો.

આ તરફ એક્કાવાળે પણ ઘોડા દોડતાં ગાયન ઉપાડયું,

### आशागोडी.

મહિમા કોણ પિછાણે, પ્રેમનો મહિમા કોણ પિછાણે. એ ટેક.
દાસ કર્યો રાધાએ જેથી ત્રિભુવનપતિ શ્રી ન્હાને;
ગોપવધૂને થયા વશ વલ્લભ, મોહન છોડી માને. પ્રેમનો. ૧
કાલિ કરાલી કૂબ્જા નારી, તેમાં શ્યામ શયાને;
મનમોહન માધવજી ભોળા, રાચ્યા છે પ્રેમને તાને. પ્રેમનો. ૨

એક્કાવાળાનું ગાયન સાંભળી પ્રમોદે, ચમ્પકને ચોંટી ખણી. ચમ્પકે કાંઇક હાસ્ય કરી પ્રમોદના કાનમાં કાંઇક કહ્યું. આ તરફ એક્કાવાળે જોરથી ઘોડાને ચાબૂક ચમકાવી ઘોડા પાળો મારતા દોડવા લાગ્યા.

ધીમેધીમે આકાશ સ્વચ્છ થવા લાગ્યું. નિશાનાથચંદ્ર નિશાની સહચરી તારિકાઓ સાથે ક્રીડાકૌતુક કરવા લાગ્યો.

પ્રમોદે એક્કાવાળાને કહ્યું:–" કોતવાલગઢનો રસ્તો આમ ક્યાં છે ?

તું આમ ક્યાં હાંકયે જાયછે ?"

એક્કાવાળે પ્રમોદના વચનનો કાંઇ જવાબ નદીધો. અને જોરથી ગાડી દોડાવવા લાગ્યો. પ્રમોદે ફરી કહ્યું:-"અરે ! તું ક્યાં લઇ જાયછે ? તું રસ્તો ભૂલી ગયો. ગાડી ઉભી રાખ, ઉભી રાખ."

એક્કાવાળો પ્રમોદની વાત ઉપર જરાપણ લક્ષ્ય ન આપતાં ઘોડા જોરથી ચલાવવા લાગ્યો. આથી વિસ્મિત થઈ ચમ્પક બોલ્યો:- "પ્રમોદ ! આ આપણને ક્યાં લઇ જાય છે ?" પ્રમોદ પણ કાંઇક વિચારમાં પડ્યો.

ચમ્પકે એક્કાવાળાને કહ્યું ? "અરે ભાઇ ! તું અમને ક્યાં લઇ જાય છે ?"

એક્કાવાળો બોલ્યો:-"લઇ જાય ક્યાં ? કોતવાલગઢ લઈ જાઉંછું." એટલું બોલી વળી એક્કો જોરથી હાંકવા લાગ્યો.

ચમ્પકે પ્રમોદને કહ્યું:-"પ્રમોદ ! કોતવાલગઢ તો આટલું બધું દૂર નથી." આના ઉત્તરરૂપે પ્રમોદે ચમ્પકના કાનમાં કાંઇક કહ્યું. જે સાંભળી ચમ્પકનું મુખ લેવાઇ ગયું. ચમ્પકની આ દશા જોઇ, ચારેમેર દૃષ્ટિપાત કરી પ્રમોદે ફરીવાર તેના કાનમાં કાંઈક કહ્યું જે સાંભળી ચમ્પકને કાંઇ ધીરજ આવી જણાઈ.

પ્રમોદે એક્કાવાળાને કહ્યું. "ઓ ભાઇ ગવૈયા ! કદાચિત્ અમેજ ભૂલી ગયા હોશું. ભલા, કોતવાલગઢ પહોંચવામાં કેટલો સમય લાગશે ?"

એક્કાવાળો બોલ્યો:-"કાંઇ વાર નથી. બસ, પહોંચ્યા સમજો."

પ્રમોદે પૂછ્યું:-"આ સામે આવી એ અટારી કોની છે ?"

એક્કાવાળો:-"જે એમાં રહે એની."

પ્રમોદ:-"તો શું આજે એમાં કોઇ રહેતું નથી ?"

એક્કાવાળો હસીને બોલ્યો:-"જ્યારથી એ મહેલમાં પેલું ખૂન થયું ત્યારથી કોઇ રહેતું નથી."

પ્રમોદે જરા ભયભીત થઈ પૂછ્યું:-"તો શું એ ખાનદાનગઢની શ્મશાન પૂરી છે ?"

એક્કાવાળો ઘોડાને ચાબૂક લગાવી બોલ્યો:-"તો બીજુ શું ?"

એક્કાવાળાને હસતો જોઇ ચમ્પકને અત્યન્ત ભય લાગ્યો. એણે પ્રમોદના કાનમાં કાંઈક કહ્યું. પ્રમોદે એક્કાવાળાને કહ્યું:-"અરે ઓ ધૂર્ત ! જો ત્હારે ભાડું લેવું હોય તો અમને કોતવાલગઢ લઇ ચાલ. તું જે દ્રવ્ય માગીશ તે તને આપીશું."

એક્કાવાળો વળી ચાબૂક લગાવી બોલ્યો. "કોતવાલગઢમાં નહિ લઈ

જાઉં તો ખાનદાનગઢની સ્મશાનપુરીમાં તો લઈ જઈશ્જ." એમ કહી એક્કો તે મહેલના દરવાજા તળે ચલાવ્યો. અને અંદર જતાંજ દરવાજો પોતાની મેળે બંધ થઈ ગયો. એક્કો ઉભો રાખી તેણે સીટી બજાવી તો તરતજ અટારીનું દ્વાર ઉઘાડી એક માણસ બહાર નીકળ્યો.

એ આદમીએ એક્કાવાળાને કાંઇક કહ્યું; જેથી તે બંને જણા આશ્ચર્યથી આ બંને જુવાનોને જોવા લાગ્યા.

પછી એક્કાવાળો બંનેને કહેવા લાગ્યો. " તમને જો તમારો પ્રાણ વ્હાલો હોય તો અમારી સાથે વગર બોલ્યે આગળ ચાલો."

ચમ્પક અને પ્રમોદ બોલ્યા. " ક્યાં ચાલવાનું છે ? ચાલો."

એક્કાવાળો બોલ્યો. " ચાલો મ્હારી પાછળ પાછળ ચાલ્યાં આવો." આટલું બોલી તે અટારીના મહેલની અંદર જવા લાગ્યો. એ મહેલ અંધકારથી ભરપૂર હતો. પ્રમોદે કહ્યું. " અહો કાંઇ અંધકાર ! અરે ! તું દીવો હોય તો જલદી લઇ આવ, અહીં કાંઈ નજરે પડતું નથી." એક્કાવાળો બોલ્યો " જરા ઉભાં રહો., હમણાંજ હું દીવો મંગાવુંછું." થોડીવારમાં એનો સાથી દીવો લઇ આવ્યો. અજવાળું થતાં પ્રમોદના મનમાં કાંઈક વિચાર આવતાં તેણે ચમ્પકના કાનમાં કાંઇક કહ્યું. દીવાની સહાયતાથી એક્કાવાળો બંનેને લઇ અટારીની અંદરની એક કોટડીમાં પહોંચ્યો. એક્કાવાળાના સાથીએ દીવાને એક ગોખલામાં ગોઠવ્યો.

આ કોટડી નાની હતી. તેમાં એકે બારી બારણું નહોતું. કેવળ ભીંતમાં બે નાનાં બાંકાં હતાં તેમાંથી પવનની આવ જા થતી હતી. અને સૂર્યનાં કિરણો પ્રવેશ કરતાં હતાં. કોટડીમાં એક નાનો પલંગ, તે ઉપર બિછાવેલી સેજ અને પીતળની દીવી સિવાય બીજું કાંઇ નહોતું.

એક્કાવાળો બોલ્યો:-તમને અહીં જરા પણ ભય નથી. તમારે અહીં આજની રાત અને કાલનો દિવસ રોકાવું પડશે. કાલે રાત્રે તમને અહીંથી બીજે ઠેકાણે લઇ જવામાં આવશે." એક્કાવાળો ચંપકની સામું જોઇ બોલ્યો; આમ ટગર ટગર શું જુઓછો ? જે રમણી...હા...હા...હા...તમારે વાસ્તે વ્યાકુળ છે તેની તમને આ અઠવાડિયામાં મુલાકાત થશે." એટલું બોલી એક્કાવાળો ખૂબ હસવા લાગ્યો.

પ્રમોદે કહ્યું:-" નક્કી ત્હારી ભૂલ થઇ છે, અમારે માટે કોઇ રમણી વ્યાકુળ નથી. કોને લાવવાનું હતું ને તું કોને લઇ આવ્યો ?,'

એક્કાવાળો પ્રમોદ સામું મ્હોં ચઢાવી, બોલવા-ગાવા-લવવા-લાગ્યો.

### ગીત.

હું નહિ મુરખ જાત, અજાણી હું નહિ મુરખ જાત;
કાલો ઘેલો જાણુ ન મુજને, બોલ ન લાંબી વાત; અજાણી. ૧
છાનીમાની રહે વણબોલે, ડર નહિ હું સંગાથ. અજાણી. ૨
નહિતર હિત થશે નહિ ત્હારું, થાશે ત્હારી ઘાત. અજાણી. ૩

પ્રમોદ બોલ્યો વાહ, તું તો કવિશીરોમણિ જણાય છે. જેવો જયશીખરને શંકર ને પૃથ્વિરાજને ચંદ. તેમ તું પણ કોઇ કવિરાજ અને રસિક ગવૈયો લાગે છે; ભલે કવિરાજ મ્હને થોડુંક જળ લાવી દોને ?"

એક્કાવાલો કહે; "ભલે" પછી તે પોતાના સાથીને કહેવા લાગ્યો; "ભાઇ અહીં ક્યાંઇ જળ છે ?"

સાથી બોલ્યો:—"નહિ અહીં જળતો નથી. જોઇએ તો ખાઇમાં છે. પણ લેવું હોય તો તું જા ભાઈ, આવે અંધારે હું તો કાંઇ જતો નથી."

એક્કાવાળો બોલ્યો:—"હું જાઉં તો અહીંઆં કોણ રહે ?"

સાથી બોલ્યો:—"હું ઉભોછું તે ?"

સાવધાન રહેજે, આ બંને ભાગી ન જાય; હું હમણાંજ જળ લઇ પાછો આવુંછું. આટલું બોલી એક્કાવાળો જળ લેવા ચાલ્યો.

સાથી બોલ્યો:—"કાંઈ ચિંતા નહિ."

એક્કાવાળો ગયો એટલે સાથી બારણા આગળ આવી બેઠો.

અંદર પ્રમોદ અને ચમ્પકે કાંઇક વાતચીત કરી, વિચારની સ્થિરતા કરી, અને પ્રમોદે તરત દીવો હોલવી નાંખ્યો. એટલામાં કોઇક પુરુષના મ્હોંમાંથી બૂમ નીકળી અને સરસર અવાજ થયો. બંને જણાં દરવાજા પાસે આવ્યા તો એક્કાવાળો સામો આવતો દીઠો. ત્યાં ચમ્પક બોલ્યો:—"મિત્ર! જે ચિંતા હતી તે તો આગળ આવી ઉભી રહી, હવે શું કરશું ?"

પ્રમોદે કહ્યું:—"મ્હારી-તમારે કાંઇ ચિંતા ન કરવી. મ્હારું જે થશે તે ખરું તમ્હારાથી બને ત્યારે મ્હને છોડાવવા પ્રયત્ન કરજો." એટલું બોલી પ્રમોદે આગળ વધી એક્કાવાળાને જોરથી ધક્કો દીધો. કલશીયો ઉડી ગયો, પાઘડી ધૂળમાં મળીને એકકાવાળો ચત્તો થઇ ભોંયપર પડી ગયો.

પ્રમોદે ચમ્પકને કહ્યું. "બસ, હવે ભાગો, ભાગો." પ્રમોદ અને ચમ્પકે દરવાજાની બહાર નીકળી સડકનો રસ્તો લીધો. ચમ્પક આગળ અને પ્રમોદ પાછળ દોડતા હતા. પરંતુ પ્રમોદે પાછું વાળી જોયું તો એકકાવાળાને વેગથી દોડ્યો આવતાં જોયો. ચમ્પકને પણ પકડી ન લે એ વિચારે પ્રમોદે દોડવું બંધ કર્યું. એટલામાં એકકાવાળે આવી તેને પકડી લીધો; ને બો-

લ્યો:–" બસ, હારી ચાલાકીની સજા તને અવશ્ય કરીશ " એટલું બોલી તેને ધક્કા મારતો ને ખેંચતો દરવાજામાં લઈ ગયો. દરવાજો બંધ થઇ ગયો.

એક્કાવાળો અંદર જઇ સાથી ઉપર ગુસ્સે થઇ બોલ્યો:–" વાહ ! ખૂબ રખવાળી કરી ? "

સાથી બોલ્યો:–" ભાઇ હું શું કરું, મ્હને તો દીવીની એવી ચોટ લાગી કે હું તો બેશુદ્ધ થઇ ગયો હતો. "

એક્કાવાળો:–" હશે જે થયું તે થયું; હવે અહીં રહેવું સલામતી ભર્યું નથી. " એમ કહી પ્રમોદને ગાડીમાં નાંખી, ઘોડાને જોરથી હાંકતો ગાડીવાળો ઉત્તર દિશા તરફ ગાડી હાંકી ગયો.

અહીં ચમ્પકને દોડતાં દોડતાં થાક લાગ્યો; આગળ ચાલવાની શક્તિ ન રહેવાથી તેને એક ઝાડતળે બેસી જવાની જરૂર પડી. ભયથી તેનું મુખ મલિન થઇ ગયું, દોડીદોડી શરીર અત્યન્ત શિથિલ થયું અને પ્રમોદનો વિયોગ થવાથી તેનાં નેત્રોથી અશ્રુધારા વહેવા લાગી. એટલામાં એક સવાર ત્યાં આવી પહોંચ્યો. ચમ્પકની આવી અવસ્થા જોઈ તે સવાર કહેવા લાગ્યો.

" અરે ! આ અર્ધરાત્રિને સમયે તમે અહીં કેમ બેઠેલા છો ? "

સવારે ચંદ્રમાના પ્રકાશમાં ચમ્પકના નયનકમલમાંથી અશ્રુધારા મોતીકણો ઝરતાં જોયાં, ત્યારે તો ખિન્ન બની આ યુવકનો હાથ પોતાના હાથમાં લેવા ઘોડેથી હેઠો ઉતર્યો, ને હાથ લાંબો કરી પૂછ્યું; " તમે આવી અવસ્થામાં કેમ છો ? " ચમ્પકે પોતાનો હાથ તરતજ પાછો ખેંચી લીધો. પરંતુ સતૃષ્ણ લોચનોથી આ સવારની વીરમુખપ્રભાનું પાન કરવા માંડ્યું. ચમ્પકના હૃદયકમલમાં કાંઇક અકથભાવ જાગ્રત થયો. ઘડીક વિચારમાં પડી નીચું જોયાં કર્યું. પરંતુ પોતાની સ્થિતિનું સ્મરણ થતાં ઉંચે જોયું તો આ વિશાળ બળવાન સુંદર પુરુષ પોતાને ઉપરનો પ્રશ્ન પૂછતો જણાયો.

ચમ્પકે જોયું તો આ આજાનબાહુ વ્યક્તિની કમરે સુવર્ણ અને રત્નજડિત મૂઠની એક લાંબી તરવાર ઝૂલી રહી હતી. છાતી પાસે બે પિસ્તોલો કસેલી હતી અને જમણીતરફ એક કટાર લટકી રહી હતી. આ વ્યક્તિનો તેજપૂર્ણ ભવ્ય ચહેરો અને લાલાશ ભરેલી આંખો જોતાંજ જોનાર માણસ દીન બની જાય તેમ હતું. તેણે ધારણ કરેલાં વસ્ત્રો ઉપરથી પ્રતીતિ થતી હતી કે આ કોઈ મહાનવીરપુરુષ છે.

આ વ્યક્તિનો આવો પ્રશ્ન સાંભળી ચમ્પકને ધીરજ આવી ને કહ્યું:– " મહાશય ! અહીંથી થોડે દૂર અટારી છે, તેમાં મ્હારા સાથીને એક એક્કાવાળો લઈ ગયો છે. શામાટે લઈ ગયો છે તે હું કાંઇ જાણી શક્યો નથી.

મ્હારી રક્ષા કરવા જતાં મ્હારો સાથી પકડાઇ ગયો છે તો આપ કૃપા કરી મ્હારા સાથીને બચાવી શકશો ?"

વીરપુરુષે કહ્યું: "એમાં શું મ્હોટી વાત છે ? ચાલો, બતાવો તમારો મિત્ર ક્યાં છે ? હું હમણાંજ તમ્હારા મિત્રનો એ દુરાત્માના હાથથી ઉદ્ધાર કરીશ."

ચમ્પકે પ્રસન્ન થઇ કહ્યું: "મહાશય ! જો આપ મ્હારા મિત્રનો ઉદ્ધાર કરશો તો હું જન્મપર્યંત આપનો આભાર નહિ ભૂલું."

"એમાં ઉપકાર શેનો ? ક્ષત્રિયનું તો કર્ત્તવ્યજ છે કે પ્રાણપર્યંત આપીને પણ વિપદ્ગ્રસ્ત મનુષ્યનું રક્ષણ કરવું. ચાલો તમારા સાથીને બતાવો." વીરે કહ્યું.

"ચાલો" એટલું કહી ચમ્પકે ઉઠવા માંડયું.

વીરપુરુષે કહ્યું:—"મ્હને લાગેછે કે તમે છેક થાકી ગયા છો, તો તમે મ્હારા ઘોડા ઉપર ચડી બેસો."

ચમ્પકે કાંઇક વિચારી કહ્યું:—"ભલે, આપ આગળ બેસી, લગામ ઝાલો અને હું આપની પછવાડે બેસું છું." પછી આ વીરપુરુષે પ્રથમ ચમ્પકને બેસાડી, છલંગ મારી પોતે સ્વારી કરી. અને શીઘ્રતાથી ઘોડો હાંકી ક્ષણવારમાં અટારીકને આવી પહોચ્યો. બંનેએ જોયું તો દરવાજો બંધ હતો અને અટારીમાં કોઇપણ માણસ નહોતું. વીરપુરુષે કહ્યું:—"મને લાગેછે કે તમારા મિત્રને લઇ એ દુષ્ટ દિલ્લીને માર્ગે એકો હાંકી ગયો હશે."

ચમ્પકે કાતરસ્વરે પૂછ્યું; "તો હવે શું કરવું ?"

વીરપુરુષ ચમ્પકનું મુખ સારી રીતે નિહાળી બોલ્યો; "કાંઈ ચિંતા નહિ, એનો ઉપાય હમણાંજ કરીશું." વળી પૂછ્યુ "તમારૂં ઘર ક્યાં છે ?" ચમ્પકે કાંઇક શોચ કરી કહ્યું:—"રૂપનગરમાં"

વીરપુરુષે કહ્યું:—"સારૂં; પણ તમારા સંગીનો હું અહીંથીજ ઉદ્ધાર કરવા ચાલી નીકળું તો અહીં તમારૂં શું થશે ? માટે ચાલો પ્રથમ તમને તમારે ઘેર પહોંચાડી, પછી આ કાર્યનો ઉદ્યોગ કરું."

આ સાંભળતાં ચમ્પકના નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. અખંડ અશ્રુધારાનાં મુક્તાસમાં બિન્દુઓ, ગૌર ગાલને ભીંજાવી, સુંદર વસ્ત્રો ઉપર પડતાં હતાં. તે જોતાં આ વીરના હૃદયમાં અતિશય દયા ઉપજી તે બોલ્યો...
"તમે શામાટે રડોછો ? હું પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે તમારા સંગીનો હું અવશય ઉદ્ધાર કરીશ." એટલું બોલી તેણે ઘોડાને પાછો ફેરવી રૂપનગરનો રસ્તો લીધો. રસ્તામાં જતાં તેણે એકવાર પાછું વાળી જોયું તો ચમ્પકનાં

નેત્રોમાંથી અશ્રુ સૂકાયાં નહોતાં. આ જોઇ વીરપુરૂષને વિચાર થયો કે "જરૂર આ સૌંદર્યમયી મૂર્તિ એજ હોવી જોઇએ" વળી શંકા થઇ કે; "નહિ, નહિ, એ અત્યારે અહીં હોયજ ક્યાંથી?" ચમ્પકે જોયું કે આ સવાર પોતાના મુખ સામું નિહાળે છે ત્યારે તેને જરા ભય ઉપજયો, અને પોતાનું મુખ આડું કરી દીધું; વળી થોડીવારે સ્થિરદૃષ્ટિથી પોતે સ્વાર સામું જોયું તો જણાયું કે સ્વારની ઉંમર ૩૨-૩૩ વર્ષની છે. શરીર દીર્ઘ, ઉંચાં કે ધસ્થળો, લલાટ ભવ્ય અને વીશાળ, અને મુખની વીરશ્રી જોતાંજ શરણાગતને વિપત્તિ ટળવાનો વિશ્વાસ બેસે તેમ હતું. એવી અશ્વચાલન ચાતુરીથીજ ચમ્પકે જાણ્યું હતું કે આ કોઇ અચ્છો સ્વાર છે. ક્ષણવારમાં રૂપનગર આવી ગયું. સ્વારે પૂછ્યું:-"કેણીગમ ચાલવાનું છે?"

ચમ્પક:-"બસ, આ બજાર ભણી ચલાવો."

થોડીવારમાં બજારમાં આવી અશ્વ ઉભો. ચમ્પકને અશ્વ ઉપરથી ઉતારી સ્વાર એકવાર સારીરીતે ચમ્પકના સામું નિહાળી રહ્યો ને ઘણીવાર વિચારમગ્ન થઇ પૂછ્યું:-"ભલા, તમ્હારા સંગીને છોડાવીને ક્યાં લાવું?"

ચમ્પકે ઘણીવાર વિચારી કહ્યું:-"બસ, અહીંજ લાવશો તો સુગમ પડશે."

અશ્વારે કાંઇક વાત કરવાનું ચાહ્યું ત્યાંતો સમીપમાં અનેક અશ્વોના ડાબલા વાગતા સંભળાયા. જોયું તો અનેક મસાલધારી સ્વારોથી રાજરસ્તો ભરાઇ ગયો દીઠો. મસાલવાળા સ્વારોને જોતાં ચમ્પકે વ્યગ્ર થઇ કહ્યું; "કે શરણાગત પ્રતિપાળ મહાશય! હવે હું જાઉં છું." એટલું બોલી શીઘ્રતાથી ચમ્પકે રસ્તો લીધો. આ જોઈ અસ્વારને બહુ આશ્ચર્ય લાગ્યું. અશ્વને થોડો આગળ હાંકી તેણે જોયું તો એ જુવાને રાજમહેલમાં પ્રવેશ કર્યો. મહેલમાં જતાં જોઇ આ સ્વાર ક્ષણવાર "નક્કી એજ" એમ બોલી દિઙ્મૂઢ થયો. પછી પોતે કરેલી પ્રતિજ્ઞા સિદ્ધ કરવા ઘોડાને દિલ્લીને રસ્તે ચલાવ્યો. એક એડી વાગતાંજ અશ્વ કૂદતો કૂદતો દોડવા લાગ્યો. અને જોતાંજોતાંમાંજ આ વીરપુરુષને લઇ અદૃશ્ય થયો.

આ તરફ રાજરસ્તો નગારાંના નાદે, અશ્વારોની બૂમોએ, અને ડબક ડબક વાગતા ઘોડાના ડાબલાએ શબ્દાયમાન થઇ રહ્યો. અને સૌવચ્ચે સુવર્ણમય અંબાડીવાળા હાથી ઉપર વિરાજેલા રૂપનગરાધિપતિ સાથે તમામ સૈન્ય કોતવાલગઢ તરફ જતું હોય એમ લાગ્યું. થોડીવારમાં બધું સૈન્ય ચાલ્યું ગયું, અને રસ્તો પાછો જન શૂન્ય થઇ ગયો. પરંતુ મંદસ્મિત કરતી ચંદ્ર અને ધવલ ચાંદની તો અવિચ્છિન્ન ભાવથી આનંદ ભોગવતાંજ હતાં.

———:✻:———

# પ્રકરણ ચોથું.

## તપસ્વિની, રમણી ને પરમહંસ.

દિલ્લીનો પાદશાહી બગીચો શાહબાગ અત્યન્ત પ્રસિદ્ધ છે. એ અતિ રમણીય, મનોહર અને રંગબેરંગી પુષ્પોથી સુશોભિત છે. એની ચારેમેર સંગમરમરની દિવાલ છે. સ્થાને સ્થાને શ્વેતપથ્થરની રચેલી પુતળીઓના મોઢામાંથી જળફુવારા ઉડે છે. ક્યાંઇ ક્યાંઇ પક્ષીગણો પ્રફુલ્લિત હૃદયથી આલાપ મચાવી રહ્યાં છે. સમીપમાં પાપરાશિનાશિની ભગવતી જમુનાજીનો પ્રવાહ મન્દમન્દ વહ્યો જાય છે. એટલામાં આકાશમાં મેઘ ઘમઘોર છાઇ ગયો. વાયુ પણ વેગમાં વાવા લાગ્યો. વૃક્ષોએ વિંટાયેલી લતાઓ, સૂસવાટ કરી વાતા પવનના ઝપાટાથી છિન્નભિન્ન થઈ ગઇ. જાણે સમીરરૂપી પરપુરુષના સ્પર્શથી લજ્જિત થઈ લતાઓએ પોતાનાં વદનો ધૂળમાં રગદોળ્યાં ! ! વળી જાણે પોતાની લતારૂપી પ્રિયાઓનું આવું અપમાન થયું જોઇ, દુષ્ટ ચરિત્ર પવન ઉપર ગુસ્સે થયેલાં વૃક્ષો, ક્રોધથી કંપિત બની શાખારૂપ કરથી પવન સાથે બાઝવા લાગ્યાં. આખા બાગમાં ઘોર અંધકાર પથરાઇ ગયો. ધીરે ધીરે વૃષ્ટિ પણ થવા લાગી. આવા મધ્યરાત્રિના સમયમાં પહેરદાર સિપાઇઓ પણ વૃષ્ટિભયે જ્યા ત્યાં ભરાઇ ગયા. એકે મનુષ્ય બહાર દેખાતું નહોતું.

આવા ભયાનક સમયમાં કોઇનાં પગલાંનો 'છબ છબ' અવાજ સંભળાય છે. એ અવાજ કોઇ બીજાનાં પગલાંનો નહિ પણ એક **તપસ્વિની**નાં પગલાંનો છે. પરંતુ મુસલમાની સામ્રાજ્યાધિપતિ ઔરંગઝેબના બગીચામાં તપસ્વિની ક્યાંથી ? એ પ્રશ્નનો ઉત્તર જાણવો હોય તો થોડીવાર સંતોષ રાખો. સ્થિર અને એકાગ્રચિત્તે સાંભળો કે તપસ્વિની શું બોલે છે ?

"અહો ! આ તે પ્રલયકાળ આવ્યો કે શું ? ગંભીર મેઘ ગર્જનના ભયથી વિજળી પણ ઘડીઘડી ચમકી ઉઠે છે ! હા ! પ્રકૃતિસતીએ આવો ભયાનક વેશ કેમ ધારણ કર્યો ?" એટલામાં મ્હોટો કડાકો થઈ વિજળીનો ચમકારો થયો, જે જોઇ તપસ્વિની બોલી; અરે હું અહીં ક્યાંથી ? ફરી હું અહીંજ આવી પડી ?"

એટલું બોલી તેણે લાંબો નીસાસો મૂક્યો. તપસ્વિની છતાં લાંબો નીસાસો મૂકવાનું કારણ શું ? અવશ્ય કાંઇ કારણ હોવુંજ જોઇએ. થોડીવારમાં

તો તપસ્વિની જડ જેવી સ્થિર થઇ ગઇ, હેનાં નેત્રોથી અશ્રુપાત થવા લાગ્યો. જાણે આ પ્રકૃતિદેવીનું દુઃખ જોઇ તપસ્વિની પણ અશ્રુપાત કરતી હોયની ? પ્રિયપાઠક ! આ તપસ્વીનાના હૃદયનો અનુભવ કરવો એ સહેલી વાત નથી.

આ તરફ ઘણીવાર સુધી બરાબર મેઘ કડકડ કડકડ અવાજ થયાંજ કરતો હતો; કદિ વિજળીના પ્રકાશથી આખો બગીચો પ્રકાશમાન થઇ જતો હતો, તો કદિ શ્યામનિશામાં શ્યામ અંધકાર બગીચામાં કેવળ શ્યામતાજ પાથરતો જણાતો હતો. પરંતુ તપસ્વિનીને વદને જરા પણ ભયનો સંચાર જણાતો નહોતો. એક વૃક્ષતળે બેસી તે નેત્રો મીંચી ઇશ્વરનું સ્મરણ કરવા લાગી. મનને સ્થિર કરી પરમાત્માનું ચિંતન કરવા લાગી. વૃષ્ટિ મુસલધાર વરસવા લાગી. વિજળીના ચમકારા ઉપરા ઉપરી થવા લાગ્યા તોપણ તપસ્વિનીનું ધ્યાન સ્ખલિત થયું નહિ. તેનું વલ્કલ જળથી ભીંજાઈ ગયું; શરીર પણ આખું ન્હવાઈ ગયું તોપણ તે તો ધ્યાનનિમગ્નજ રહી. પાઠકગણ ! પૂજ્ય તપસ્વિનીની તેજમયી મૂર્તિને એકવાર વિદ્યુતના પ્રકાશમાં નિહાળો. તેની જ્યોતિર્મયી કાન્તિ કેવી પવિત્ર છે ? ! મુખ ઉપર કેવું અપૂર્વ તેજ છે ? ! અહા ! દેવી તપસ્વિની ! આર્યાવૃત્તની પુનિત આર્યા ! તમારો ભક્તિભાવ જોઇને અમારા હૃદયમાં અસીમ આનન્દ અને ભક્તિભાવ ઉભરાય છે; અને સંસારના વિલાસો નિસ્સાર જણાય છે. એવો નિર્ભાગી કોણ હોઇ શકે કે જે તમારા વ્રતમાં દૃઢ થવાથી સુખ ભોક્તા ન થાય ? અમે તો ક્ષુદ્રતાથી સંસાર સુખરૂપી માયાવિની રાક્ષસીની માયાજાળમાં ફસ્યા છિયે. એ પાપણીના પંજામાં અમે સપડાયા છિયે એટલે તમારી અવર્ણ્ય શાન્તિનું સુખ મેળવવા નિર્ભાગી છિયે ! ! હશે, વાચકગણ ! એવા શોચ વિચાર છોડો ને જુઓ. હવે તપસ્વિનીનાં નેત્રો ઉઘડયાં છે. વૃષ્ટિ શનશનાટ પડયાજ કરે છે ને વાયુનો ઝપાટો હતો તેવો ને તેવોજ છે; તોપણ મેઘમંડળ સામું નિરખી હાસ્ય કરી તપસ્વિની શું કહેછે ? " હે પ્રભો ! આ બધો માયાનો ખેલ છે.

આજના આ તોફાનથી અપકાર નહિ પણ હજારગણો ઉપકાર થયો છે. નહિતર કેટલા દુષ્ટ યવનોનાં મોઢાં જોવાં પડત ? હે પ્રભો ! શું મ્હારે આ વેશમાંજ સંસાર ભ્રમણ કરવાનું નિર્મિત હશે ?"

એટલામાં આ કરુણામય શબ્દે કોણ રુદન કરે છે ? " હાય ! હવે આ પીડા સહન થતી નથી, હા પ્રભુ ! આ નરકયાતનામાંથી મ્હારો હવે તો મોક્ષ કરો ! પ્રભુ ! દિનદયાળ ! આપના સ્થાનમાં હવે તો મ્હને તાણી લ્યો. " મૃદુનાદ ઉપરથી જણાય છે કે કોઈ બિચારી અબલા રુદન કરે છે. આ સાંભળી ત-

પસ્વિની ચકિત થઈ ઉભી થઇ. અને ચારેમેર જોવા લાગી તો વળી ફરી રૂદનની આવવા લાગ્યો. "હાય હવે કષ્ટ સહન થતું નથી, હા પ્રભુ! મ્હારા નશીબમાં આવું કલંકિત થવાનું તેં શામાટે લખ્યું?" આ સાંભળી તપસ્વિનીં કાન માંડી સાંભળવા એકચિત્ત થઇ. તેને જણાયું કે આ કરુણામય શબ્દ જમુનાના તીર તરફથી આવે છે. તે મનમાં ધીરે વિચારવા લાગી કે "અરે! આવી અર્ધરાત્રિને સમયે જમુનાને તીરે કોણું રોતું હશે?" વળી અવાજ આવવા લાગ્યો.

"પિતાજી! એકવાર મ્હને દર્શન દ્યો. હું હવે આપની સન્મુખ મ્હારા જીવનનો ત્યાગ કરું," તપસ્વિની પાસે જઇ બોલી, "નહિ નહિ; તમે જીવનનો ત્યાગ નકરો." એટલામાં પવનનો વેગ પણ શાન્ત થયો, વૃષ્ટિ પણ ઓછી થવા લાગી, અને ચંદ્રમાએ પણ રુદન કરી કરી થાકી ગયેલી વસુંધરાને પોતાનું સુખ દેખાડ્યું.

તપસ્વિનીએ જોયું તો એક પરમ સુંદર રમણી પૃથ્વી ઉપર લોટતી ને છાતી કુટતી રડે છે. તપસ્વિની આ રમણીનું અત્યન્ત અલૌકિક સૌંદર્ય જોઇ આશ્ચર્ય પામી. મનમાં વિચારવા લાગી કે "આવી સુકુમારી રૂપવતી કોમલાંગી સ્ત્રી યમુનાને તીરે અત્યારે ક્યાંથી આવી? જોતાંજ પ્રતીતિ થાય છે. કે કોઇ સારા ઘરની સ્ત્રી છે તો આમ રડતી કેમ હશે?"

હવે તો પ્રકૃતિ દેવી પણ પ્રસન્ન થયાં જણાયાં, વૃષ્ટિ કેવળ બંધ થઇ ગઈ, પવન ફરફર વાવા લાગ્યો. નિશાદેવીએ ચાંદનીરૂપી રૂપેરી સાડી શરીરે સજી લીધી અને મન્દમન્દ હાસ્ય કરી પ્રાણનાથ ચંદ્રને કહ્યું "નાથ મ્હને આશા નહોતી કે આજની રાત્રિએ આપનું *પરિરંભન થશે"

ચાંદનીમાં તપસ્વિનીએ જોયું તો સુંદરી ધૂળથી ભરેલી ને બેશુદ્ધ થઇ પડેલી હતી. તપસ્વિની તેની પાસે જઇ બેસી ગઈ. મૂર્છિત રમણીના વદન ઉપર ચંદ્રકિરણો પડવાથી તેની અપૂર્વ મનોહારિણી શોભા ભભકી ઉઠતી હતી. જાણે ચન્દ્રભગવાન્ રમણીના મુખને કુમુદિની સમજી પોતાનાં †મયૂખરૂપી કરે તેનું આશ્વાસન કરતા હોય! તપસ્વિની અત્યન્ત વિસ્મિત થઇ; અને વિચારવા લાગી કે "અહો આ શો ચમત્કાર! મુસલમાન સામ્રાજ્યાધિપતિના બગીચામાં આ હિન્દુરમણી ક્યાંથી?" વાચક! તમને પણ એ જાણવાની ઘણી ઉત્કંઠા હશે, [1]પરંતુ ક્ષમા કરશો કે આ વખતે આપને એ જણાવવાને સ્થાને અમે નિરાશ કરિયે છિયે. આપ થોડીક ધીરજ રાખશો

*પરિરંભન=આલિંગન. † મયૂખ=કિરણ.

૧ આ પ્રકરણનો સંબંધ સત્તરમા અને બારમા પ્રકરણ સાથે છે.

તો થોડીવારમાં આપ બધું જાણી શકશો. રમણીના સ્વરૂપનો વિશેષ પરિચય ચહાતા હો તો અમે દઇએ છિયે.

એ સોળવરસની સુંદરી શરીરે અત્યન્ત દુબળી છે. દુઃખે એનું શરીર ગાળી નાંખ્યું જણાય છે. એને શું દુઃખ છે તે તો તે પોતે જાણે એની કાન્તિ સુવર્ણ જેવી છે પરંતુ અત્યારે તો તે ધૂલિથી મલિન થયેલી છે. " સુંદરિ ! " તમારી આવી કાન્તિ તમે ધૂળથી શામાટે મલિન કરોછો ? ઉઠો, ઉઠો. ધૂલ-શય્યાને છોડો. સુવર્ણને ધૂળમાં ન રગદોળો. " એ રમણિનું મુખ કમલિની સમાન નિર્મળ છે, પરંતુ પીળું પડી ગયું છે. મેઘમાલા સમાન કેશાવળિ વિખરી રહી છે ને તેમાં ધૂળ ભરાઇ ગઈ છે. નેત્રો કુમુદિનીથી મ્હોટાં અને શ્રવણસુધી પહોંચેલાં છે, તોપણ તેમાં જળ ભરેલું છે. અધરોષ્ઠ અત્યન્ત રમણીય પરંતુ હાસ્ય રહિત છે. " કામિની ! એકવાર ઉઠી મન્દહાસ્ય કરી અમારા વાચકોનાં હૃદયો પ્રફુલ્લિત કરો. અમે જાણીએ છિયે કે તમારા હાસ્યનો આ સમય નથી. તો બ્હેન ! અમે તમારું દુઃખમય હાસ્ય જોવા નથી ચહાતા. તમારૂં દુઃખ જોતાં અમારા મનમાં પણ શોક થાય છે. તમારા ઉપર અમારો ભક્તિભાવ પેદા થાય છે. અહા ! તમારી સુંદર મોતી-કણોસમી પરંતુ શોકરેખાથી મલિન થયેલી દંતપંક્તિ જોઇએ છિયે ત્યારે અમારૂં હૃદય અતિ ક્લેશિત બને છે. તમારા વક્ષસ્થલમાં આ રુધિરના બિન્દુઓ કેમ છે ? અહો ! એવો વજ્રહૃદયી કોણ હશે કે સુવર્ણ પટ્ટસમાં વક્ષસ્થલમાં માણિક્યસમાં રુધિરકણો જોઇ જેનું હૈયું ન ભરાય ? "

પાઠકગણ ! આ રમણીના હાથ મૃણાલ સમાન, જંઘા કદલીનો પરિહાસ કરનારી અને ઉંમર ૧૬ વર્ષની છે. સર્વાંગે તેણે શ્વેતવસ્ત્ર ધારણ કરેલાં છે; તેથી જણાય છે કે તેનું ભાગ્ય ફૂટી ગયેલું છે. નહિતર શ્વેતવસ્ત્ર શામાટે ધરે ? એ વિધવા છે કે કેમ તે તો અમે જાણતા નથી પરંતુ ગમે તેમ હોય; હવે તેને વધારે મૂર્છિત રાખવી ઉચિત નથી " તપસ્વિની ! તમે શું જોઇ રહ્યાં છો ? તેનું શરીર પંપાળો; એને શુદ્ધિ આવે એવો ઉદ્યોગ કરો; રાત્રિ ચાલી જાય છે, જો યવનલોકો દેખશે તો મહાપીડામ આવી પડશે. શું તમને એ વાતનો ભય નથી ? ના. ના. તમારા મુખકમળ ઉપર જોતાં તો તમને જરાપણ ભયનું ચિન્હ જણાતું નથી. ખરે, પામરોને ભય છે ઇશ્વરવ્રતમાં લીન થયેલાં તમને ભય શેનો ? "

તપસ્વિનીની સ્વાગતાથી સુંદરીમાં ચૈતન્ય આવ્યું. તેણે પોતાનાં નેત્રો ઉઘાડ્યાં અને તપસ્વિની સામું જોઇ રહી. તપસ્વિની કામિનીનો હાથ ઝાલી બોલ્યાં " બેટી ! શામાટે ચિંતા કરે છે ? ઇશ્વર સારૂં કરશે. "

રમણીએ પોતાનાં નેત્રો ફરી બંધ કરી દીધાં. વળી ફરીવાર નેત્રકમળો ઉઘાડી જોઇ રહી.

તપસ્વિની બોલી:–" કુમારી ! કાંઇ ભય નથી, ચિંતા ન કરો."

સુંદરીએ જોયું તો તેને જણાયું કે એક તપસ્વિની મ્હને આશ્વાસન દેછે. તેથી પોતે કંપી ઉઠી અને તપસ્વિનીના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લીધો.

તપસ્વિની:–' પુત્રિ ! શામાટે બીએ છે ? "

રમણી વિલાપ કરી બોલી:–" માતા ! મ્હને અડશોમાં. મ્હારા પાંપિણીના શરીરનો સ્પર્શ કરી આપના નિર્મળ હાથને દૂષિત કરશોમાં."

એટલું બોલતાં તો તેનાં નેત્રોમાંથી નિતરિ અશ્રુધારા વહેવા લાગી.

" પાઠક ! આ શું ? આ સ્ત્રી શું બોલે છે ? એ શું સાચેજ પાપિણી છે ? નહિ નહિ, આવી રમણી શું પાપિણી હોઈ શકે ખરી ?"

તપસ્વિની બોલી:–" પુત્રિ ! શાન્ત થાઓ. તમારૂં શરીર કદિ પાપથી કલુષિત થઈ શક્યું નથી. બેટા ! રોવું બંધ કરો. તમે કોણ છો ને આવે સમયે યમુનાતીરે આવી શામાટે રડો છો ?"

સુંદરી રોતાં રોતાં બોલી; " મા ! મ્હારા દુઃખની સીમા નથી, મ્હારા પાપનું કોઇ પણ પ્રકારનું પ્રાયશ્ચિત નથી, જો આ સમયેજ મ્હારું મૃત્યુ થાય તો હું બચી જાઉં, હવે મ્હારાથી આ દુઃખ સહન થતું નથી."

તપસ્વિની પોતાના અશ્રુ રોકી બોલી; " પુત્રિ ! તું આ ન્હાની અવસ્થામાં મૃત્યુની ઇચ્છિા શામાટે કરે છે ? ત્હને એવું શું દુઃખ છે ? મ્હને કહે, ત્હારું નક્કી કલ્યાણ થશે."

સુંદરી તપસ્વિના નેત્રમાં અશ્રુ જોઇ બોલી, " મા ! ક્ષમા કરો, આ અભાગિણિએ તમને પણ આટલું કષ્ટ આપી રુદન કરાવ્યું, માતા ! હું તમારે ચરણે પડુંછું. તમે કોણછો તે કૃપા કરી કહો આ પૃથ્વીમાં મ્હારું એવું કોઇ નથી કે મ્હારે દુઃખે દુઃખી થાય."

તપસ્વિની બોલી: " પુત્રિ ! તું જુવે છે કે હું એક તપસ્વિનીછું. આથી વધારે ઓળખાણ તપસ્વિની ત્હને શું આપી શકે ?"

કામિનિ બોલી; " મા ! ક્ષમા કરો, આ સમયે આપનો વધારે પરિચય લઇ શું કરૂં ? તમને નિહાળતાં મ્હને મ્હારી વ્હાલી માતાનું સ્મરણ થાય છે. એમણે શા અપરાધથી મ્હારો ત્યાગ કર્યો તે હું જાણતી નથી. મા ! મા ! આ સમયે પૃથ્વીમાં મ્હારું કોઇ નથી."

તપસ્વિની બોલી; " પુત્રિ, છાની રૂહે, અવસ્ય તને ત્હારી માતાનું દર્શન થશે."

કામિની બોલી, " માતા ! હવે મ્હારાથી દુઃખ સહન થતું નથી, મ્હારૂં જીવન એક વિડમ્બના માત્ર છે. " એટલું કહેતાંમાં કામિનીનું મ્હોં લેવાઇ ગયું, અધર કંપવા લાગ્યા, સહસા ઉભી થઇને ચારે તરફ જોવા લાગી. સમીપમાં જમુનાજીનો પ્રવાહ ગંભીર અવાજે ચાલ્યો જતો હતો. કામિની શોચ વિચાર કરી જળમાં જોવા લાગી. તપસ્વિનીએ પાછુંવાળી જોયું તો રમણી બોલી " માતા ! આજે આ જમુનાજળમાં મ્હારો પાપ સમૂહ ધોઈ નાંખીશ એટલું બોલી શ્રી જમુનાજીમાં કૂદી પડવા ચાલી.

તપસ્વિનીએ તેને ઝાલી લીધી, અને બોલી:-" વત્સે ! આ શું કરે છે ? "

કામિની બોલી; " જનનિ ! મ્હને જવાદો, મ્હારો અપરાધ ક્ષમા કરો. "

તપસ્વિની:—" કુમારિ ! આજે મ્હારા કાનમાં અમૃત રેડાયું. મ્હને અનેક લોકો મા કહી બોલાવે છે, પરંતુ મ્હને આટલો આનન્દ કદિ મળ્યો નથી. ત્હારા સુંદર વદનથી " મા ! " શબ્દ જેવો મીઠો લાગે છે તેવી મીઠાશ મ્હેં કદિ અનુભવી નથી. હું નિષ્કામી અને ત્યાગી છું; પરંતુ મ્હારી ઇચ્છા ફરી ગૃહસ્થી થવાની થઇ છે. ફરી મ્હારી ઇચ્છા તને ખોળામાં લઈ મુખચુમ્બન કરવાની થઇ છે. "

કામિની:—" મા ! તમ્હારી આ દયા હું કદિ નહિ ભૂલું, આ સમયે મ્હને છોડી દો. " એમ બોલી ઝટ જમુનાજીમાં કૂદી પડી.

તપસ્વિની પણ તરત પછવાડે કૂદીને, બહાર લાવી બોલી; " છટ્, છટ્ આ શું કરે છે ? " એવામાં પછવાડેથી પણ અવાજ આવ્યો કે "આ શું કરે છે ?"

બન્નેએ પાછું વાળી જોયું તો એક જટાજૂટધારી મહાપુરુષને ઉભેલો દીઠો.

કામિની એને જોતાંજ બોલી ઉઠી; " પિતાજી ! ક્ષમા કરો, હવે કદાપિ એવું કામ નહિ કરું " કહેતાં કહેતાં કામિની મહાપુરુષના ચરણોમાં પડી.

તપસ્વિનીને આ વૃત્તાન્ત જોઇ ઘણું આશ્ચર્ય લાગ્યું. તે વિચારવા લાગી કે "આ શું ? આ રમણી જે હમણાં જીવન ત્યાગ કરવાને જમુનાજીમાં કૂદી પડી હતી, તે આ મહાપુરૂષને જોતાંજ જીવન ત્યાગ કરવાનું તો ક્યાંઇ રહ્યું પણ " હવે કદાપિ એવું નહિ કરું. " કહી આ પરમહંસની ક્ષમા પ્રાર્થના કરે છે ! આનું કારણ શું છે તે કાંઇ સમજાતું નથી. "

આ પ્રકારે મનમાં તર્કવિતર્ક કરી તપસ્વિની ફરી જટાજૂટ ધારી મહાપુરુષ સામે જોવા લાગી. ઘણીવાર નિહાળી રહેતાં તે ચિત્રમાં આલેખ્યા જેવી સ્તબ્ધ થઇ રહી.

પરમહંસ કામિનીને કહેવા લાગ્યા. " વત્સે ! કાંઇ ચિંતા ન રાખ્ય, શીઘ્ર ત્હારું દુઃખ દૂર થશે. બેટા, રડીશ માં; જીવન ત્યાગ કરવાનો પ્રયાસ હવે કરીશ માં. "

પરમહંસે તપસ્વિની તરફ જોયું તો પરિચિત વ્યક્તિને ફરી જોતાં જેવું આશ્ચર્ય થાય છે તેવી રીતે આશ્ચર્યભાવથી તે તપસ્વિની સામું જોઇ રહ્યા.

તપસ્વિની મહાપુરુષને ઓળખી કાઢી અત્યન્ત વિસ્મિત થઇ બોલી, " પ્રભો ! કદિ આશા નહોતી કે આપની ફરી ભેટ થશે. અહોભાગ્ય મ્હારાં, કે આ દુઃખિણીને ફરીને આપશ્રીનાં ચરણોનાં દર્શન થયાં. " એટલું બોલતાં તો તપસ્વિનીને શરીરે રોમાંચ થયાં; ને ગુપ્ત દુઃખથી શરીર વિહ્વલ થઇ ગયું. દુઃખભાર સહન ન થવાથી તપસ્વિની મહાપુરુષના ચરણમાં ઢળી પડી.

સુંદરી આ જોઈ વિસ્મય પામી. તપસ્વિનીને જોઇ તે દુઃખસાગરમાં ડૂબી ગઈ. તપસ્વિનીનું મસ્તક પોતાના ખોળામાં લઈ મહાપુરુષ પ્રતિ બોલી: " પિતાજી ! આ શું ? આ દેવી મૂર્છિત કેમ થયાં, ? એ કોણ છે ? "

પરમહંસે ગદગદસ્વરે કહ્યું. " વત્સે ! આ સમય એ કહેવાનો નથી. ત્હને પોતાની મેળેજ જણાઇ જશે. આ સમયે એને આશ્રમમાં લઇ ચાલો અને એને શુદ્ધિ આવે એવા ઉપાય કરો. "

રમણી બોલી:—" જી ! તો ચાલો. "

આ પ્રકારે વાતચીત કરતાં, તપસ્વિનીને લઈ બંને શાહબાગથી બહાર નીકળ્યાં. રાત્રિ પણ ક્રમેક્રમે પગલાં ભરવા લાગી; અને તારાગણોને તેજમાં ડૂબાવી પ્રભાત પ્રકાશવા લાગ્યું.

# પ્રકરણ પાંચમું.

## સુસતી અને ઔરંગઝેબનો મામો શાઇસ્તખાન.

ઉદયાચળ ઉપર શ્રીસૂર્યભગવાને દર્શન દીધું. નલિની જે આખીરાત્રિ વિરહથી રુદન કરતી હતી તેનાં નેત્રો અત્યારે હર્ષમાં પ્રફુલ્લિત થયાં. સ્નેહની ગતિ વિચિત્ર છે. ક્યાં સૂર્યભગવાન્ અને ક્યાં સરોજિની ! તોપણ તેમનો સ્નેહ કેવો ગાઢ છે ? પ્રિયામિલનથી દિનકર પણ જાણે હસી રહ્યો છે ને પોતાનાં કરો પ્રસારી કમલિની સંગ આલિંગન ચેષ્ટા કરી રહ્યો છે ! ન-

લિની પણ પ્રાણેશ્વરને નિહાળી, ઘુંઘટ ખોલી આનન્દથી મંદમંદ હાસ્ય કરી રહી છે, અને જાણે કુમુદિનીને કહે. છે કે; “ અરે કુમુદિની ! આ સમયે હારો રસરંગ ક્યાં ગયો ?” સરોજિનીનું આ ગર્વિતવચન સાંભળી કુમુદિનીએ પોતાનું મુખ જાણે નીચું નમાવી દીધું ! પવન, કુસુમસમૂહની સુગંધી લઇ ધીરેધીરે વહેવા લાગ્યો. પક્ષીગણો આનંદમાં કોલાહલ કરી પ્રભુના ગુણાનુવાદ ગાવા લાગ્યાં. પરંતુ દિલ્લીના આ પુરાતન રસ્તામાં કેમ કોઇ દેખાતું નથી ? મકાનોનાં બધાં દ્વારો બંધ છે; પરંતુ એક મકાનનું દ્વાર ઉઘડ્યું. તેમાંથી એક કન્યા હાથમાં નૈવેદ્યની થાળી લઇ બહાર ચાલી. ઉતાવળે ઉતાવળે બાલિકા એક મંદિરસમીપ પહોંચી. મંદિરની અવસ્થા જીર્ણ થયેલી છે. મંદિરનું શિખર ખરી પડેલું છે. ભીંતોમાંથી ખરી પડેલા પથરા અને ચૂનાનો ઢગલો પણ એક તરફ ધૂળે ઢંકાયેલો પડયો છે. કોઈ કોઈ ઠેકાણે ભીંતે મોટા ચીરાડા પડયા છે ને તેમાં કબૂતરોએ માળા ઘાલેલા છે. આ મંદિરને ચોરાશી સ્તંભો હતા; પરંતુ હાલમાં કેવળ એકજ સ્તંભ રહેલો છે. આ મંદિર યોગમાયાનું છે. મુસલમાનોએ તેને આટલું પણ રહેવા કેમ દીધું છે ? એનું કારણ છે. પાદશાહનો સેનાધિપતિ જયપુરાધિપતિ જયસિંહ ત્યાં કદિ કદિ દર્શન કરવા આવે છે; એ કારણથીજ એનો આટલો ભાગ અવશેષ મુસલમાનોએ રહેવા દીધો છે. મંદિરની સામે એક નાનો બગીચોછે.

મંદિરના સ્થંભપાસે ઉભેલી આ કુમારી ઉત્સુકતાથી કોની વાટ જોઈ રહી છે ? મંદિરમાં નૈવેદ્યની થાળી મૂકી આવી, સ્તંભપાસે ગાલે હાથ દઇ ઉભી ઉભી એ કોનું સ્મરણ કરે છે ? પ્રિયવાચક ! આ કુમારી યોગમાયાના મંદિરના પુજારીની કન્યા છે. એનું નામ સુમતી છે.

સુમતીની અવસ્થા ૧૫ વર્ષની છે. શરીર ઉંચું પણ નહિ, તેમ નીચું પણ નહિ; એટલે કે સ્ત્રીજાતિને શોભે તેવું સાધારણ છે. ક્ષીણાંગીનો વર્ણ ગુલાબનો છે. પરંતુ ગુલાબવૃક્ષમાં તો કાંટા હોય છે ને આ સુમતીનું હૃદય તો કણ્ટક શૂન્ય સરળ છે; એટલી ગુલાબમાં અને સુમતીમાં ભિન્નતા છે. મુખકમલ ઉપર વિખરાયલી કેશની લટરોથી વદનપ્રભા મેઘમાળામાં સ્થિર રહેલી વિદ્યુતપ્રભા સમાન ભાસે છે. લલાટ વિશાળ પરંતુ અષ્ટમીના ચંદ્રસમાન છે. શ્યામવર્ણની ભૃકુટી, વાંકી વળી મોહશર ફેંકતી મદનની કમાનની ભ્રાન્તિ કરાવે છે. નેત્ર વિશાળ રસભરિત છે ને તેમાં રહેલી પુતળીયો નીલકાન્તમણિની સમાન સુંદર છે. નાસિકા સીધી છે. ઓષ્ઠ પાતળો પરંતુ નીચેનો ઓષ્ઠ જરા બહાર પડતો હોવાથી તેમાં ભરેલી સ્વાભાવિક લાલાશ સ્પષ્ટ દીસી આવે છે, દાંતપંક્તિ મોતી સમાન ઉજ્જવલ અને લલુલહુ છે. હાસ્યમાં તે

જાઇની પુષ્પમાળા સમાન દૃશ્ય થાય છે. બંને કુચો સ્થૂલ અને દૃઢ છે. ક્ષીણાંગી લચી ન પડે એ માટે વિધાતાએજ જાણે સ્તનરૂપ બે ખીલીઓ લગાડેલી છે. શરીર લચકતાં પાતલી કમર ઝોકાં ખાય છે. હાથ મૃણાલ સમાન, અંગુલિયો નાની નાની, અને નખ સ્વચ્છ મોતીના કણો સમા છે. ટૂંકામાં સુમતીને વિધાતાએ જેવી પવિત્ર સુમતિ આપી છે તેવુંજ ચારુ સ્વરૂપ પણ આપેલું છે.

આટલી લઘુવયમાં પણ પોતાના વૃદ્ધપિતાપર સુમતી જેવો ભક્તિભાવ રાખતી તેવો ભાવ આટલી વયવાળી કોઇ કન્યા ભાગ્યેજ રાખી શકે. સુમતીની માતા તેને જન્મ આપીને તરતજ મરણ પામેલી હતી. એટલે સુમતી અને તેના વૃદ્ધપિતા સિવાય તેના ઘરમાં બીજું કોઈ માણસ નહોતું. સુમતીજ વૃદ્ધપિતાના આધારરૂપ—આંધળાની એક આંખરૂપ ને અપંગની લાકડીરૂપ–હતી. અત્યારે એ યોગમાયાના પૂજનનો સામાન લઇ મંદિરમાં આવી હતી.

પાઠક મહાશય! કહો કે આ સમય સુમતી મંદિરના દ્વારપર કોની વાટ જોઇ ઉભી છે? પોતાના પિતાની? ના ના. એ તો કોઇ બીજાની વાટ જોઇ ઉભી છે. એ બીજું તે કોણ હશે? મને લાગે છે કે કદાચિત્ તે આપ નહિ કહિ શકો!

સુમતી અતિ ઉત્કંઠાથી આમ તેમ જોઇ રહી છે. વચ્ચે વચ્ચે નિશ્વાસ પણ મૂકતી જાય છે. અમને લાગે છે કે સુમતીના હૃદયમાં પ્રણયનો સંચાર થયો છે. "* પ્રણય! પ્રણય! હમને પણ ધન્ય છે! તમારી જાળમાંથી કોઇનો છૂટકારો થયો નથી. પરંતુ પ્રણય! આવી કોમળ હૃદયી બાલિકાને કષ્ટદેતાં તમને દયા નથી આવતી? નહિ નહિ પ્રણય! હમે અંધછો, હમને કાંઇ સૂઝતું નથી. જો એમ ન હોય તો સુમતીના અધરોષ્ઠે જામેલો પ્રસ્વેદ જોઇ તમને રડવું કાં ન આવે? તમે અંધ નહોતો સુમતીને પ્રફુલિત કરવાને સ્થાને તેને નિરાશ કાં કરો? ભલે, તમે ચાલ્યા જાઓ. તમારી સાથે આવી વાતો કરવાથી શો લાભ છે? તમે તમારો સ્વભાવ શું કદિ છોડવાનાછો? શું તમારી અંધતા કદિ મટવાની છે?" અહો સુમતીનું પ્રેમપાત્ર કોણ હશે? એ પુરુષને ધન્ય છે. કે જેને માટે સુમતી તલસે છે.

ઘણો સમય થયો પણ સુમતી જેને માટે તલસે છે તેતો કોઇ દેખાતું નથી. પણ આ કોણ છે? આનાં બંને નેત્રો રક્ત વર્ણનાં અને વારંવાર મીંચાઇ જાય છે. એના ડાઢા ઉપરથી એ કોઇ ૨૩ વર્ષનો મુસલ્માન લાગે

* પ્રણય = પ્રેમ.

છે. તે શ્યામ વર્ણનો કદરૂપો છે. ને મુખ મુદ્રાજ તેની દુરાચારીપણાની પ્રતીતિ કરાવે એવી છે. મંદિરની સામે આવી તે બોલ્યો. "સુમતી! સુમતી! તું મ્હારી વાત સાંભળીશ?"

સુમતીનું શિર ભય ને લજ્જાથી નીચું નમી ગયું. ગુલાબી ગાલે ક્રોધની લાલાશ છવાઇ ગઇ. કાંઇ જવાબ ન મળવાથી મુસલમાન આગળ વધ્યો અને સુમતીનો હાથ પકડી બોલ્યો "કેમ સુમતી! તું મ્હારી વાત સાંભળતી નથી?"

મુસલમાનનો હાથ અડતાંજ સુમતી ધ્રુજી ઉઠી, પોતાનો હાથ પાછો ખેંચી લઇ તે પછી ખસી ગઈ, અને ક્રોધ દૃષ્ટિથી મુસલમાન સામું જોઇ બોલી, "આઘો રહે"

તોપણ નિર્લજ મુસલમાન આગળ વધ્યો ને બોલ્યો; "સુમતી! હું કોણ છું તે તું જાણે છે? મ્હારું નામ શાઇસ્તખાન છે. આજ મ્હારી સંગે ચાલ, નહિતર કાલ સવારમાં ત્હારા બુઢ્ઢા બાપની..." બોલતાં બોલતાં અચકાઇ આગળ વધ્યો અનેસુમતીનો ફરી હાથ પકડ્યો.

સુમતીના અધરો ક્રોધથી કંપી તેની આકૃતિને રમણીસુંદરતા આપતા હતા. આંખ ફાડી સુમતી બોલી; "દુષ્ટ! નરાધમ! યવન છતાં બ્રાહ્મણ કન્યાનો સ્પર્શ કરે છે? મ્લેચ્છ! ત્હને કેટલા દિવસથી હું વિનવુંછું કે તું મ્હારો કેડોછોડ! મ્હારી નજરથી ત્હારું કાળું મ્હોહું આઘું કર." જોરથી સુમતીએ પોતાનો હાથ તાણી લીધો.

શાઇસ્તખાનઃ–"સુમતી! આજે ત્હેં મ્હારી બેઇજ્જત કરી મને ગાળોદીધી પણ યાદ રાખ. ત્હેની સજા ત્હને કાલેજ મળશે. કાલ ત્હારા બુઢ્ઢા બાપને ગરદન ન મરાવું તો મ્હારું નામ શાઇસ્તખાન નહિ."

સુમતીઃ–"જા નીચ, મ્હારા નશીબમાં હશે તે થશે તું કોને ડરાવેછે?"

શાઇસ્તખાનઃ–"ઠીક છે, હું જાઉંછું પણ અમથો તો નહિંજ; ત્હનેતો લઇનેજ જવાનો." એટલું બોલી તેણે સુમતીને ગળે હાથ નાંખ્યો. મ્લેચ્છે બ્રાહ્મણ કન્યાને ગળે સ્પર્શ કર્યો.

સુમતી બિચારી રડવા ને બૂમો પાડવા લાગી. "બચાવોરે, કોઇ બચાવો; આ દુષ્ટના હાથથી કોઇ બચાવો." થોડીવારે બેભાન થઇ તે ભોંયે પડી ગઇ.

સમીપમાં કોઇનાં પગલાંનોઅવાજ સંભળાયો. શાઇસ્તખાનને જણાયું કે સુમતીનો સ્વર સાંભળી કોઇ માણસ ધસ્યો આવે છે. તેથી તે સુમતીને ઉપાડી નાશવા લાગ્યો.

વૃદ્ધ પુત્રીના મુખપાસે પોતાનું મુખ લાવી બોલ્યો:–" બેટી! બીહે છે શામાટે? બ્હીશમાં તું મ્હારા પડખામાં છું."

સુમતી બોલી:–" બાપા! બાપા! મ્હને બહુ બીક લાગે છે."

વૃદ્ધ બોલ્યો:–" પુત્રિ! ત્હને શેનું ભય લાગે છે? શાન્ત થા બેટા! જો અહીં ચારે તરફ પહેરદારો ઉભા છે."

સિપાઈયો લોકોને વિખેરી આ હિંદુ અને મુસલમાન યુવકના ઘાપર પાટા બાંધવા લાગ્યા. અને બંનેને વૃદ્ધના ઘડામાંથી પાણી છાંટી જાગ્રત કરવા લાગ્યા. સિપાઈઓનો વડો બોલ્યો:–" આ યુવકને પકડી હાકમના મકાનપર લઇ જાઓ" સિપાઇઓ "જેવો હુકમ" કહી યુવકને લઇ ચાલ્યા. સુમતી યુવકના સામું નિહાળી રહી, તેના માથામાં સખ્ત જખમ થવાથી તેનાં વસ્ત્રો રક્તથી ભીંજાઇ ગયાં હતાં. અને તે ઉપર ધૂળ ચોંટી ભીંજાઇ ગઇ હતી. આ જોઇ સુમતી નિઃશ્વાસ મૂકવાને રડવા લાગી. અને કેટલીકવારે ફરી બેશુદ્ધ થઇ ગઇ.

વૃદ્ધ પોતાની પુત્રીની આ દશા જોઇ કહેવા લાગ્યો. " સુમતી! સુમતી! ત્હને શું થાય છે? બેટા! બોલતો ખરી?"

એવામાં એક જમાદાર ત્યાં આવી પહોંચ્યો, ને બોલ્યો. " મહાશય! આશું?"

વૃદ્ધ બોલ્યો:–" રહિમન્! મ્હારું સર્વ સર્વ નાશ પામ્યું?"

રહિમન્ " જી! આપને શું નુકસાન થયું છે?"

વૃદ્ધ મૂર્છિત પુત્રીને દેખાડી બોલ્યો; " આ જુઓ તો ખરા?"

રહિમન્—" મ્હેં જોયું, પણ એ શાથી મૂર્છિત થઈ છે, જરા વધારે કહો તો સમજાય."

વૃદ્ધ—" હું કાંઇ વધારે જાણતો નથી."

આ રહિમન્નો સ્વભાવ બીજા મુસલમાનો જેવો–હિન્દુઓને કાફર કહી તિરસ્કાર કરનારો–નહોતો. તે અત્યન્ત નમ્ર, પરોપકારી અને ભલો મનુષ્ય હતો. હિન્દુ અને મુસલમાન બધા એને સારી રીતે ચહાતા હતા.

રહિમન્ બોલ્યો–" આ લડકી કોણ છે?"

વૃદ્ધ:–" રહિમન્! મ્હારી હૃદયાધાર–મ્હારી આંધળાની લાકડી–મ્હારા હૃદય કાનનની સુવર્ણલતા–એ મ્હારી પુત્રી છે" ક્હેતાં ક્હેતાં ડોસો રોવા લાગ્યો. રહિમન્ વૃદ્ધને રોતો જોઇ બહુ દુ:ખી થયો. ને બોલ્યો. " મહાશય! અહીં એ કેમ આવી હતી?" ડોસો બોલ્યો:–" સુમતી યોગમાયાની પૂજન સામગ્રી કરવા આવી હતી, પણ રહિમન્! જુઓ મ્હારી પુત્રીની કેવી દશા થઇ છે? એનું મ્હોઢું કેવું સૂકાઇ ગયું છે? સુવર્ણ જેવો રંગ કેવો કાળો

થઇ ગયો છે ? સુમતી ! સુમતી ! બેટા ! બોલ તો ખરી ? ત્હારા વૃદ્ધ પિતાની સામું એકવાર તો નિહાળ ? પુત્રી ! કેમ બોલતી નથી ? તું મ્હારું કષ્ટ કેમ નિહાળતી નથી ? ધૂળમાં ત્હારું અંગ શામાટે રગદોળે છે બેટા ? ઉઠ, બેઠી થા. અને કોમળ સ્વરે "બાપા !" કહી મ્હારા સંતાપિત હૃદયને શીતળ કર." કહેતાં કહેતાં વૃદ્ધની બંને આંખોમાંથી આંસુ છલકાતાં હતાં. થોડીવારમાં તો ડોસો પણ બેભાન થઇ ગયો.

ડોસાને રડતો જોઇ દયાળુ રહિમનની આંખો પણ સજળ થઇ; અને ડોસો ઢળી પડતાં તો પોતે મહા ચિંતાતુર થયો. વૃદ્ધના મુખપર જળ છાંટવાનો મનસુબો કર્યો પણ ત્યાંતો તેને સ્મરણ થયું કે હું મુસલમાન છું ને એ બ્રાહ્મણ છે. તો પાણી કેમ છંટાય ? તેથી ધીરે ધીરે ડોસાને મસ્તકે હાથ ફેરવવા લાગ્યો. સુમતી પણ વાયુથી હણાયેલી લતાની પેઠે ભૂમિ ઉપર પડેલી હતી. વળી તે સુમતી પાસે ગયો ને બોલ્યો. "બ્હેન ! ત્હમારા આ દશા જોઇને વૃદ્ધ બેશુદ્ધ થઇ ગયા છે, વળી ત્હમારી આ દશા જોઇને મ્હને પણ કેટલું કષ્ટ થાય છે તે પાક પરવરદિગાર જાણે છે ! બ્હેન તમારા ચંદ્રવદનનાં કિરણો કે જે વૃદ્ધના હૃદય કાનનમાં પ્રસન્નતા આપે છે તે આજ વિધાતાની કૃપાથી શોકરૂપી અંધકારે ઘેરાઇ ગયાં છે. અહા ! બ્હેન ! શું ત્મ્હારા સુવર્ણ પિંજર શરીરમાંથી પ્રાણપક્ષી ઉડી ગયું છે ? હાય ! તો હવે હું શું કરું ? વૃદ્ધને ચેતના આવી નથી. તમને જાગ્રત કરું તોજ વૃદ્ધને સુખ થશે. ત્યારે તમને જાગ્રત કરવા શું મ્હારે સ્પર્શ કરવો ? ના ના. સ્પર્શ કરવાથી પરસ્ત્રી સ્પર્શનું મહાપાપ લાગે. ત્યારે શું કરવું. નાના ત્હમને જાગ્રત કરવા સ્પર્શ કરવામાં કાંઇ દોષ નથી. હે ધર્મ ! તું સાક્ષી છું. હે અલ્લા ! તારી નિગાહમાં આ કુમારીને બહેન સમજી તેને સ્પર્શ કરું છું" એટલું બોલી તેને હાથ લગાડ્યો. નાસિકા પાસે હાથ ધર્યો તો શ્વાસ ચાલતો હતો. હૃદય પાસે હાથ રાખી જોયું તો હૃદય ધડકતું હતું. આથી હર્ષિત થઇ બોલ્યો. "નહિ નહિ એનો પ્રાણપંખી હજુ ઉડી ગયો નથી." ફરી જોરથી બૂમ મારી.

"સુમતી, ઉઠો ને ?"

સુમતીનાં નેત્રો ઉઘડી ગયાં.

રહિમનઃ—"બ્હેન ! તું કાંઇ ચિંતા રાખીશ માં"

સુમતીઃ—"મ્હારા બાપા કયાં ?"

રહિમનઃ—"આ રહ્યા."

સુમતી પિતાને મૂર્છિત જોઇ બોલીઃ—"હેં આ શું ? હેં આ શું ? બાપા ! બાપા !"

રહિમનઃ-" બ્હેન, ઉતાવળ ન કરો. કાંઇ ચિંતાની વાત નથી."

સુમતીઃ-" મ્હારા બાપાને શું થયું ? બાપા ! બાપા !" કરી સુમતી ઉચ્ચે સ્વરે રોવા લાગી.

રહિમનઃ-" બ્હેન ! ચિંતા ન કરો. તમ્હારા પિતાને જરા મૂર્છા આવી ગઇ છે. બીજું કાંઇ નથી."

સુમતીઃ-" મહાશય ! ત્યારે શું કરશું ? પિતાજીને ચૈતન્ય ક્યારે આવશે ?"

રહિમનઃ-" બ્હેન ! જો મ્હારું કહ્યું માનો તો ચાલો તમારા પિતાને લઇ મંદિરમાં જઇએ. અને કોઇ વૈદ્યને બોલાવી તેમને જાગ્રત કરવાનો યત્ન કરિયે."

રહિમનને પગથી માથાસુધી જોઇ સુમતી વિચારવા લાગી; " અહા ! આ મુસલમાનનો સ્વભાવ કેવો નિર્મળ છે ? દુરાચારી શાઇસ્તખાન ક્યાં અને આ ક્યાં ?" એટલો વિચાર કરી બોલીઃ-" મહાશય ! આપની કૃપા કદિ નહિ ભૂલું." રહિમન્ બોલ્યોઃ-" બ્હેન ! એમાં શું ? એતો મનુષ્ય માત્રનું કર્તવ્યજ છે." હું તો આપના પિતાનો એક આશ્રિત જન છું. તે હું જાણું છું પણ તમે નથી જાણતાં; પણ હશે. હવે બહુ વિલમ્બ થઇ ગયો છે. સૂર્યનો તાપ સખ્ત થતો જાય છે. માટે ઝટપટ ઉપાડી ચાલો." સુમતી બોલી. " ભલે ચાલો "

બન્ને જણાં વૃદ્ધને ઉપાડી મંદિર પાસે લઇ ગયાં; રહિમન્ બોલ્યો; બ્હેન ! હવે તમે એને મંદિરમાં લઇ જાઓ. અલ્લાતાલાએ મ્હને તો નીચ યવન બનાવ્યો છે."

સુમતી અધવચજ બોલી ઉઠી. " નહિ નહિ, આપ એવું શામાટે કહોછો ? આપની સરળતાની ઉપમા કદાચિત્ કોઇ હિન્દુમાં પણ નહિ મળી શકે. આપે જેવો કૃપાભાવ અમારી ઉપર દેખાડ્યો છે, તેવો ઉત્તમ્ કૃપાભાવ અમે કદિ ભૂલી શકાય તેમ નથી આ સમયે જો કોઇ વૈદ્ય "

રહિમન્ બોલ્યો..." હાં, હાં, હું હમણાંજ જાઉંછું "

એટલું બોલી રહિમન્ વૈદ્યને બોલાવવા ચાલ્યો. પરંતુ જ્યાં સુધી સુમતી દેખાતી હતી ત્યાં સુધી રહિમન્ પાછું વાળીવાળી ડોસાની સામું જોતો જતો હતો રહિમનના ગયા પછી સુમતી પોતાના વૃદ્ધપિતાને મંદિરમાં લઇ ગઇ.

# પ્રકરણ ૭મું.

## જેવો ધણી એવી ધણીઆણી.

જે દિવસે સુમતી પોતાના વૃદ્ધપિતાને લઇ યોગમાયાના મંદિરમાં ગઇ. તેને વળતે દિવસે રાતના આઠ વાગે દિલ્હીમાં રાયપિથૌરાના એક ઓરડામાં વાચકોએ અમારી સાથે આવવું પડશે. વાચકમિત્ર! રાયપિથૌરાનું સ્મરણ થતાં અમોને વીરવર પૃથુરાજનું સ્મરણ થાય છે. સ્વાતંત્ર્ય, સામર્થ્ય અને સમર્પણની મૂર્તિરૂપ મહારાજા પૃથુરાજની કીર્તિ અને તેની સ્નેહમયી સંયુક્તાની સૌંદર્યમાલાનું જ્યારે અમને સ્મરણ થાય છે ત્યારે હાય! હિન્દુઓની એ અવસ્થા ક્યાં ગઈ? એ વીર બાહુબલનો પ્રતાપ ક્યાં ગયો? એ સ્વાર્પણ પર્યંતની પરમાર્થ બુદ્ધિ ક્યાં ગઇ? એવા એવા વિચારે અમારા હૃદયમાં અકથ્યપીડા ઉત્પન્ન થાય છે. પણ બન્ધુ! એવી ચિન્તાનું કાંઇ ફળ નથી. કાળચક્રની ગતિ અટકાવવા કોણ સમર્થ છે? એમ વિચારી એવા વિચારો મૂકી દઇએ ને આ ઓરડામાં નિહાળિયે. આ મહેલ કે જેમાં મહારાજ પૃથુરાજ પોતાની પ્રાણપ્યારી સંયુક્તા સાથે વાર્તાલાપ કરતા હતા તે અત્યારે યવનને સ્વાધીન છે.

એ ઓરડો વિશાળ ને ભવ્ય છે. પૂર્વમાં ત્રણ અને પશ્ચિમમાં ત્રણ એમ તેને છ બારીઓ અને ઉત્તર તથા દક્ષિણમાં એક એક મ્હોટું બારણું છે. ચારે તરફની ભીંતોએ વિવિધરંગી આરસની તખ્તીઓ જડેલી છે. જમીનપર મીરજાપુરી ઉત્તમ ગલીચો બિછાવેલો છે ને તેનાપર લાલમખમલની ગાદીઓ જડેલી ખુરશીઓ, શ્વેત સંગમરમરનાં ટેબલ, અને સુવાસિત ફૂલો ભરેલી ચાંદી અને સુવર્ણની રકાબીઓ, પડેલ છે. દિવાલમાં સ્થળે સ્થળે સુવર્ણ જડિત તસબીરો લટકી રહી છે. કેટલાંક રેશમી ગલીચા પાથરેલાં ટેબલો ઉપર મ્હોટા આરસાઓ ગોઠવેલા છે. એક ટેબલ ઉપર મીણબત્તી સળગે છે. તેના પ્રકાશને વિસંવાદી થતો પશ્ચિમની બારીઓમાંથી આવતો ચંદ્રની કિરણમાળાનો પ્રકાશ પણ ગલીચા ઉપર છવાઇ ગયો છે. આ મકાનની પશ્ચિમમાં લાલકોટ નામનો ભવ્ય કિલ્લો આવેલો છે તે તરફ સ્થિરદૃષ્ટિ રાખીને આ ઓરડામાં માત્ર એક સુંદરી બેઠેલી છે. લાલકોટની લાલમણિની લાલદિવાલે ચંદ્રકિરણો પડવાથી અપૂર્વ શોભા પ્રકાશી રહી છે; પરંતુ આ સુંદરીનું લક્ષ્ય તે સુંદરતા જોવામાં હોય એમ લાગતું નથી.

સુંદરીની વય આશરે ૨૧ વર્ષ છે. સુંદરીનું મુખ સૌંદર્ય જોઇએ તો તેવું સૌંદર્ય આ આખા શહેરમાં ભાગ્યેજ બે ત્રણ સ્થળે જડે ! મન્દહાસ્ય કરતાં દેખાતી ઝીણીઝીણી દંતકલિઓની માધુરી વારંવાર દર્શનલાલસા ઉપજાવે છે. ચંચળ લોચનાપાઙ્ગ; અતિશય રમણીય છે. એના કટાક્ષ નિહાળનારને પૃથ્વીની અન્યવસ્તુ જોવાની અભિલાષા રહે તેમ નથી. સુંદરીનાં અંગપ્રત્યંગો અતિશય લલિત, માંસલ અને સુઘટિત છે. ગૌર કાન્તિમાં લોહીની લાલનસો જોનારને સ્પષ્ટ દીસી આવે એમ છે. રમણીના કુચદ્વયની શોભા વર્ણવવી હોય તો રોમાવલિરૂપી મણાલ ઉપર બે સરોજિની ખિલી હોય તેનું સ્મરણ કરવું પડશે. એ કમલ ઉપર જેમ ભ્રમરરત્ન ગુંજાર કરે છે તેમ કમલના અંતર્ભાગમાં પણ કોઇ પ્રકારનું રત્ન રહેલું હશે કે કેમ? હાં. હાં, સત્ય છે. રમણીરત્નના હૃદયરૂપી રત્નમાં પણ એક રત્ન છુપેલું છે. એ રત્ન તે પ્રણય રત્ન છે. સ્નેહીજનો એ રત્ન મેળવવાનીજ ઇચ્છાથી પ્રણયિનીના તે યુગલપદ્મનું ઉત્પાટન કરે છે. ગમે તેમ હો; પરંતુ કામિનીના હૃદયમાં બે અપૂર્વ શુદ્ધ કમલ ખીલેલાં છે.

સુંદરીએ સુંદર મુક્તાની જડેલી લીલી સાડી પહેરેલી છે; તે હેમલતા ઉપર હેમન્તનાં ઓસકણો સહિત પથરાયેલી દૂર્વાજાળ સમી શોભે છે. કોમલ હાથમાં હીરા જડિત સુવર્ણમય ચૂડીઓ છે. કાનમાં નીલમણિના કર્ણફૂલો, સ્વચ્છપદ્મની બે બાજુ ખીલેલી નીલપદ્મ કલિકા સમાન વિરાજે છે. નાસિકાના મધ્યભાગમાં અત્યન્ત સુંદર બુલાખ ઝૂલી રહી છે; તે જાણે ઓષ્ઠાધરનું રસપાન કરી મતવાલો બની મસ્તપણે હીંચી રહી છે. પગમાં કિરમજી રંગની ઝીણી કારીગરી કરેલી મોજડીઓ છે. અને એક હાથમાં ઉંચો રેશમી રુમાલ ઝાલી ઉભેલી છે. ઘડીમાં સામે ગોઠવેલા આરસામાં પોતાનું સુંદર સ્વરૂપ નિહાળી હસેછે તો ઘડીમાં પોતાની ચમ્પક કલિસમી અંગુલિઓથી *અલક સમારે છે; પરંતુ તે અલકમાં સ્વાભાવિક રીતેજ એવા વળ પડી ગયા છે કે વારંવાર સમાર્યા છતાં સીધા રહેતા નથી.

પરંતુ ખડકીના દ્વારનાં ચંદ્રપ્રકાશ આવતો હતો તે કેમ બંધ થયો? ગગન વિહારી નિશાનાથ તો તારાની શ્વેતમાળા પહેરી નિજપ્રિયા નિશા સંગે કૌતુક વિહાર મચાવી રહ્યો છે તો તેનો પ્રકાશ આવતો બંધ કેમ થયો? સુંદરીએ ખડકીના દ્વારમાં જોયુ તો એક યુવક ખડકીમાં થઇ ઓરડામાં આવ્યો. યુવકની અવસ્થા ૧૯ વરસની છે તેની કાન્તી સુવર્ણસમાન છે. કેશ શ્યામ, નેત્ર વિશાળને મનોહર, લલાટ પહોળું, અને તે ઉપર એક

* અલક—ચોટલો.

રુમાલ બાંધેલો છે તેનાં વસ્ત્રો ઉંચાં દરજ્જાના મુસલમાન જેવાં છે. ફિરોઝી રંગનો સુરવાળ પહેરેલો છે; પણ તે ખૂબ ઢીલો છે. બનારસી કમરબન્ધ કેડે વીંટેલો છે તેમાં એક ન્હાની તલવાર લટકી રહી છે. આ યુવકને નિ-હાળતાંજ સુમતીના રક્ષકના સર્વાંગની ભ્રાંતિ થાય છે. ત્યારે શું તેજ આ પુરુષ છે? નહિ નહિ એ કેમ હોઇ શકે? એતો હિન્દુ છે ને આતો મુસલમાન જેવો લાગે છે. હશે જે હશે તે. યુવકને જોતાંજ કામિનીએ પોતાનું મુખ પાછું ખેંચી લીધું યુવક ચારે તરફ આડું અવળું જોઇ શીઘ્રતાથી યુવતીનો કર ઝાલી પલંગપર બેસી ગયો અને બોલ્યો " હૃદયેશ્વરી ! કેમ છે? " સુંદરી ચૂપજ રહી; તેણે પોતાનું મુખ પાછું ફેરવ્યું. આથી યુવક સમજ્યો કે આજે સુંદરીએ માન ધારણ કર્યું છે. શામાટે તેણે માન ધરેલું છે તે એના સમજવામાં ન આવ્યું; જેથી બોલ્યો, " પ્રાણેશ્વરી ! આજે આ દાસ ઉપર કેમ અપ્રસન્ન છો? " રમણી કાંઇ બોલી નહિ. તેના નયનકમલથી વારિધારા વહી રહી હતી. યુવકે ધાર્યું કે આ માન સહજ મટે તેમ નથી આથી તે ઉદાસ થયો. ને બોલ્યો " માનસરંજિનિ! આ માન રૂપી મેઘે તારો મુખ ચંદ્ર ઘેરી લીધો છે. અશ્રુ પી વર્ષા મચી રહી છે; પરંતુ તેમાં વિજળીનો અભાવ કેમ છે? સ્વાભાવિક નિયમનો ભંગ કેમ થઇ રહ્યો છે. મેઘ છે, વૃષ્ટિ છે, પરંતુ ચપલા નથી. તો હે સુધામુખિ! આ રમણીય ચન્દ્રવદનનું મંદહાસ્ય ફરી ચપલાનો અભાવ દૂર કરો " આટલું સાંભળી સુંદરી હસી પડી અહા! ત્હેનું હાસ્ય પણ કેવું મનોહર છે? હાસ્યની જ્યોતિથી મેઘમાળા ખસી ગઈ અને વૃષ્ટિ પણ બંધ થઇ યુવકે આનંદિત થઇ જાણ્યું કે માન ખસી ગયું, પરંતુ તેની સમજણ કેવળ ભ્રાન્તિરૂપ હતી. સુંદરીનું માન મટ્યું નહોતું તેણે પોતાનું શિર ફરી નીચું નમાવી દીધું. જે જોઇ યુવક દુઃખ સાગરમાં ડુબી ગયો. એ સાગર પારાવાર અગાધ હતો. યુવક મનમાં વિચારવા લાગ્યો કે શો ઉપાય કરી હવે માન ત્યજાવવું? ફરી વિચાર થયો કે હાં, એક ઉપાય છે. પાઠકગણ ! એ ઉપાય કયો? આપ પ્રેમી હશો તો તેનો અનુભવ કર્યો હશે; અથવા જો આપ કાવ્યરસાસ્વાદી હશો તો અનેકવાર એ ઉપાય વાંચી ગયા હશો કે માનિનીનું માન વ્હાવવા તેના ચરણ ગ્રહવા એ પ્રેમીની પરમ શોભા છે. ચરણ તલનો કરથી સ્પર્શ કરતાં યુવક બોલ્યો;

" હૃદયાનન્દિનિ! હજી પણ માન ગયું નહિ? "

" [1]માન કેમ જાય? "

---

[1] હિન્દુનો પરિચય વિશેષ હોવાથી, સ્ત્રી મુસલમાન છતાં ત્હેની ભાષા શુદ્ધ ગુજરાતી શબ્દો ભરેલી છે.

" મનરંજિનિ ! આ સેવકે શો અપરાધ કર્યો છે ? "

"હાં, તે તમે કાંઇ જાણોછો? જરા વધારે અજાણ્યા થાઓ તો ઠીક પડશે."

યુવક, અધર ચુમ્બન કરી બોલ્યો; " નહિ હું તો કાંઇ જાણતો નથી." કામિનીનું અધર ચુમ્બન થતાં જાણે તેની શોભા વધારે મનોહર થઈ. કપોલનો ગુલાબી રંગ લાલ થઇ ગયો; ફરી કપોલદેશે ગુલાબી આવી; વળી લાલી છવાઇ, એમ વારંવાર રંગ બેરંગીવર્ણ થવા લાગ્યો. યુવતીનું હૃદય પ્રેમમાં આન્દોલન કરવા લાગ્યું. છેલ્લે મૃદુસ્વરથી તે બોલી;

" જાઓ, જાઓ, ખોટાં વ્હાલ દેખાડવાનું હવે કરો માં. "

" ગુલજાન ! ક્ષમા કરો જુઓ તો ખરાં, મ્હારું માથું ફૂટી ગયું ને તેથીજ હું કાલે તમારી પાસે આવી ન શકયો. "

આ સાંભળી ગુલજાન ઉભી થઇ. તેણે જોયું તો સાચેજ આ યુવકના માથામાં રૂમાલ બાંધેલો હતો. ચિંતામાં પડી યુવતી બોલી;

" રજન ! તમારી વાત તો સાચી લાગે છે, પણ કહો તો એમ શાથી થયું ? "

રંજનઃ-" ગુલજાન ! એની વાત લાંબી છે; અત્યારે એ મોકાણ કયાં ઉપાડવી ? " એટલું બોલી રંજને યુવતીનો કંઠાશ્લેષ કર્યો. બંને પલંગપર બેસી પ્રણયાલિંગનમાં મસ્ત થયાં. ઝગડો, માન, બધું જાણે ભૂલીજ ગયાં. જે આ સંસારને પણ કેવળ ભૂલી ગયેલાં તેને માન તે કયાંથી સાંભરે ? બંને જણાં પ્રેમમાં-મોહમાં-વિરહાગ્નિ બુઝાવવામાં-તન્મય થયાં. કેટલીકવાર આવી અવસ્થા ભોગવી બંને જણાં ઉઠયાં અને પાસેના ઓરડામાં ચાલ્યાં ગયાં.

\+ \+ \+ \+ \+ \+ \+ \+

અરધાક કલાક પછી ખડકીનું પૂર્વદ્વાર ખખડવા લાગ્યું. ખખડાટ સાંભળી ગુલજાન અને રંજન બંને જલ્દીથી પાછાં આ ઓરડામાં આવ્યાં. ગુલજાનના કેશ છૂટા અવ્યવસ્થિત હતા. શરીર પરસેવાથી ભિંજાયેલું હતું. રંજનની દશા પણ એવીજ હતી; પરંતુ તે આખે શરીરે ધ્રૂજતો હતો. શામાટે ? વાચક, હમણાં આપને તે વિદિત થશે. રંજન ગભરાઇ બોલ્યો; " હવે શું કરું ? "

દ્વાર ખખડવાનું કામ જોરથી ચાલતું હતું.

રંજન ગભરાઇ બોલ્યો, " હવે ક્યાં જાઉં ? " ગુલજાન બોલી; " શામાટે ગભરાઓ છો ? " બોલતાં બોલતાં તેણે એક મોટી પેટી ઉઘાડી; અને રંજનને તેમાં પેસવાની શાન કરી, રંજને તેમ કર્યું ને ગુલજાને ઝટ

તે ઉપર તાળું લગાડી દીધું. પછી જ્યાં કમાડ ખખડતું હતું ત્યાં જઈ કમાડ ઉઘાડી તે પોતાની આંખો ચોળવા લાગી. ઉંઘમાંથી ઉઠેલું માણસ આળસ મરડવાની અને બગાસાં ખાવાની ચેષ્ટા કરે છે તેવી ચેષ્ટા ગુલજાન પણ કરવા લાગી. બારણું ઉઘડતાંજ એક મનુષ્ય કે જેને માથે રુમાલ વીંટેલો હતો, અને જે લથડીયાં ખાતો હતો તે અંદર આવ્યો; ને ગુલજાનને કહેવા લાગ્યો.

"ગુલજાન! ત્હારી ઉંઘ તે કેવી?"

ગુલજાન બોલી:–"કોણ જાણે શું થયું કે આજે તો બહુજ ઉંઘ આવી ગઇ." વળી ફરી બોલી. "તમારો ઘડો ક્યાં છે? તમે કાલેજ એ કરાર કર્યો હતો કે હવે હું કદિ શરાબ નહિ પિઉં, તો આજે તમારી આવી હાલત કેમ છે?"

શાઇસ્તખાનઃ–"ગુલજાન! શરાબ તો હું કદિ છોડવાનો નથી. ચાહે તો મ્હારી જાન જાય અથવા રહે." એટલું બોલી તે પોતાની સ્ત્રી ગુલજાનનો હાથ ઝાલી પલંગ ઉપર બેઠો; અને તેનું કપોલ ચુમ્બવા લાગ્યો. ગુલજાન તરફ જોતાં સહજ વિદિત થતું હતું કે તેના હૃદયમાં આથી સુખ નહિ પણ દુઃખ થતું હતું. તેનું હૃદય અને મન કલેશિત બની મુખ ઉપર અપ્રીતિનાં ચિન્હો દેખાતાં હતાં. પણ આ વિરક્તિનું કારણ શું "પ્રણય કે મદન?" "હે અનંગ! ત્હને ધન્ય છે. તું અનંગ છતાં હજારો અંગ જેટલું કામ કરે છે. જો ત્હારે અંગ હોત તો તું કોણ જાણે શું ઉથલપાથલ કરત?" ગુલજાન, શાઇસ્તખાનની સ્ત્રી છે; પરંતુ તેનો શાઇસ્ત ઉપર જરાપણ ભાવ નથી. એનું કારણ તો આપ જાણી ગયા છો કે એનો રંજન ઉપર સ્નેહભાવ છે. ગુલજાન રંજનના પ્રેમપર ફિદા છે. એના સુખમાંજ તે સુખી ને એના દુઃખમાંજ તે દુઃખી છે. રંજન પોતાની પાસે નથી માટે તેને પારાવાર દુઃખ છે. સેજ ઉપર નિદ્રા નથી અને બેસવામાં ચિત્તને શાન્તિ નથી. દુર્જયમાનથી તે સદા ભરી રહે છે. રંજનને તે પ્રાણથી અધિક ચાહે છે. ને તેથીજ તે તેના ઉપર એટલું માન ધારણ કરે છે. તેના મનમાં એજ ચિંતા છે કે શાઇસ્તખાનને કેવી રીતે અહીંથી ત્યાગું, કાઢું? શા ઉપાયે રંજનનાં અમૃતસમાન વચને હૃદયને શીતલ કરું? આથીજ તે શાઇસ્તખાનના સંગમાં નાખુશ છે. પરંતુ શાઇસ્ત તો મદિરામાં મસ્ત છે; એટલે તે એનો વિરક્ત ભાવ જાણી શકે તેમ નથી. શાઇસ્તે ગુલજાનના ગળામાં હાથ નાખ્યો. તે વખતે ગુલ પોતાનો ભાવ છુપાવી બોલી;

ગુલઃ–"જી!"

શાઇ:–"પ્યારી!"

ગુલ:-" તમને શું હું બહુ પ્યારી લાગું છું ? "

શાઈ:-" હાં, જાનથી પણ વધારે. "

ગુલ:-" ( હાથ તરછોડીને. ) " ચાલો જાઓ, જાઓ. તમને જૂઠી વાત કહેતાં લાજ નથી આવતી ? ત્હમે મ્હને કેટલું ચાહોછો તે શું હું નથી જાણતી ? કાલ ત્હમે સુમતીને કહેતા હતા તે શું ભૂલી ગયા ? લોકો તો કેટલાક દિવસ પછી વાત ભૂલે પણ આપ તો કાલે કહો તે આજે ભૂલો. " વળી જરા કૃત્રિમહાસ્ય કરી બોલી. ફરી સાચું બોલો. " શું હું તમને જાનથી વધારે વ્હાલીછું ? "

શાઈ:-" જરૂર, એમાં શક શો ? "

ગુલ:-" ભલા, તો હું કહું તે કરશો ? "

શાઈ:-" હાં, હમણાંજ, આ ઘડીએજ કરું. "

ગુલ:-" ઠીક ચાલો કહુંછું. જોઇએ કેવુંક કરોછો ? ભલા આપણા બાગમાં સોનાવાળા ફૂવારાપાસે પેલું ગુલાબનું ફૂલ છે તે લાવી આપશો ? "

શાઇ:-" કયું ? કાલે હું જોતો હતો તે ? "

ગુલ:-" હાં, હાં, તેજ. "

શાઈ:-" હા; લે હમણાંજ લાવી આપુંછું. "

આટલું બોલી શાઇસ્ત ઓરડાની બહાર નીકળ્યો. પછવાડે તેણે ઓરડાનું કમાડ બંધ થયાનો અવાજ સાંભળ્યો. શાઇસ્તના પગલાંનો અવાજ પણ હવે સંભળાતો નથી. તે આઘો ગયો જાણી ગુલજાને તુરત પેટી ઉઘાડી. રંજન તેમાં મુંઝાઇ ગયો હતો. બહાર નીકળતાંજ તેણે ગુલને ચુમ્બન કર્યું. ગુલે રંજનને સામું ચુંબન કર્યું. ને બોલી:-" નાથ ! હવે જલદી ભાગો નહિ તો એ દુરાત્મા આવ્યો જાણો. "

બ્હારી ટપી રંજન જવા લાગ્યો તો બહારથી કોઇનો ઉધરસનો શબ્દ સાંભળ્યો. ગુલે ઝટ જઈ બારણાની અંદર તાળું લગાડયું; ને હાથનો ઈસારો કરી બોલી; " નાથ ! શું કરો છો ? જલદી ભાગો નહિ તો સત્યાનાશ વળશે "

રંજન:" મનમોહના ! ત્હને ત્યજી જવાની ઇચ્છા થતી નથી. કોણ જાણે મ્હને એવી ચિંતા થાય છે કે જાણે ફરી હું તને જોઇ શકીશ નહિ."

બહાર કોઇના પગલાં વાગવા લાગ્યાં. સુણતાં ગુલજાન ગભરાઇને બોલી " નાથ ! ભલે, જે થવું હોય તે થાય પણ તમે જલદી ભાગો. " રંજન બોલ્યો:-" ભલે, તો જાઉંછું " એટલું બોલી ગુલને ચુંબન કરી જે રસ્તેથી આવ્યો તે રસ્તે ચાલ્યો. તેના ગયા પછી ગુલે દ્વારનું તાળું ઉઘાડયું તો

બારણે કોઇ દેખાયું નહિ. પરંતુ કોઇનાં પગલાંનો ધબધબાટ સાંભળ્યો." હવે શું થશે ? શાઇસ્ત આ વાત જાણી ગયો તો નહિ હોય ? એ ફૂલ લેવાજ ગયો નહિ હોય ને સંતાઇ રહી તેણે બધું સાંભળ્યું હશે તો ?" આવા આવા વિચારે ગુલ ધ્રૂજવા લાગી. કપાળે અને હોઠે પરસેવાનાં બિંદુઓ જામ્યાં. જે દ્વારે રંજન ગયો હતો તે સ્થળે જઈ જોવા લાગી તો જણાયું કે યુવક ગયો નથી. ખડકીની સમીપમાં આમ્રનું વૃક્ષ હતું તેના ઉપર તે બેઠો હતો. તેને જોઈ જાન બોલી;-" છટ્ છટ્! શું તમે હજી ગયા નથી ? જો એ દેખશે તો મહાઅનર્થ થશે, એને જરાપણ શક આવશે તો મ્હારો પ્રાણ બચવાનો નથી. મ્હારો પ્રાણ જાય તેની મ્હને ચિંતા નથી પણ તમને જો જરાએ આંચ થશે તો મ્હારી શું દશા થશે ?"

રંજન બોલ્યો:-" પ્રિયે ! આજ ત્હને છોડીને જતાં જીવ માનતો નથી. મનમાં એવો ભય રહે છે કે કોણ જાણે તમ્હારાપર આજે શું વિપત્તિ આવશે ?"

જાન બોલી:-" નાથ મ્હારે માટે તમે જરાએ ચિંતા ન રાખો. તમે નાશી જાઓ એ દેખશે તો મહા આપત્તિ આવી પડશે." જાનને ખબર નથી કે શાઇસ્ત તેની પાછળ આવી ઉભો છે ને તેની ચેષ્ટા જોઇ રહ્યો છે.

"ઠીક ત્યારે જાઉં છું." કહી ઝાડથી ઉતરી રંજન ચાલ્યો ગયો. નજર પડી ત્યાં સુધી જાન તેની પાછળ જોઇ રહી- તે નજરથી અદૃશ્ય થયો ત્યારે નિઃશ્વાસ મૂકી પાછું જોયું. જોયું તો હાથમાં ફુલ લઇ શાઇસ્તખાન ક્યારનો પોતાની સમીપમાં ઉભો છે. જોતાંજ તે કંપી ઉઠી ! શાઇસ્ત એની આ દશા જોઈ બોલ્યો;

"ગુલ ! તું ધ્રુજે છે શામાટે ?"

"કાંઈ નહિ, મ્હારું ગુલબ !"

"લે" એટલું કહી ગુલાબનું ફૂલ તેના હાથમાં મૂક્યું; અને એકટશે તે ગુલજાન સામું જોઇ રહ્યો. ભય છુપાવી કૃત્રિમ હસતાં હસતાં ધણીનો હાથ પોતાના હાથમાં લઈ ગુલજાન બોલી; "જી ! દેખો આ ગુલાબનું ફૂલ કેવું છે ?"

"તું જ જો" શાઇસ્તખાન બોલ્યો.

ગુલે ફૂલ સામું ન જોતાં શાઇસ્તના મુખ સામું જોયું. તેની આંખોમાંથી જાણે અગ્નિ ઝરતો હતો. શાઇસ્તે જોયું કે તે મ્હારા સામું તાકી રહી છે, ત્યારે પોતે મનમાં ભાવ છુપાવી હસીને બોલ્યો.

"તું જ જો, ત્હને આવી અંધારી મધ્યરાત્રિને વખતે ગુલાબ જોવા-

ઉપર અને નદી ઉપર પ્રસારી રહ્યા છે. પ્રચંડ ઉષ્ણ કિરણોથી જમીન ઉ-ઉપરની ધૂળ અને રેતી પણ તપી રહે છે એટલે ઉપરનાં ઉનાં કિરણો અને નીચેની ઉની જમીનથી કાયર થઈ અનેક પક્ષીઓ પોતપોતાને માળે આવી ભરાયાં છે. કેટલાક મયૂરો તો વૃક્ષોની શીતલ છાયામાં બેસી, વાંકી ડોક કરી ચાંચથી પોતાનાં પીંછાં ખોતરે છે. તે વખતે એક સ્વાર દિલ્હીની સમીપના જંગલમાં પોતાનો ઘોડો દોડાવતો આવી પહોંચ્યો. આડું અવળું ચારેકોર ઝીણી નજરે જોઈ તેણે ઘોડો ઉભો રાખ્યો ને બોલ્યો; "અરે ! એ મૃગ ક્યાં ગયો ? જોતાં જોતાં ગેબ થઈ ગયો ? મ્હારા માણસો પણ પાછળ રહી ગયા ! તરસે મ્હારું મ્હોં સૂકાઇ જાય છે. હવે પાણી ક્યાં મળશે ?"

વળી જોયું તો પાસે એક નાની કુટીર નજરે પડી. તેના દ્વારપર એક ધોળાં વસ્ત્રો પહેરી સ્ત્રી બેઠેલી હતી. પ્રિયવાચક ! આ સ્ત્રીને આપ ઓળખો છો ? ન ઓળખતા હો તો તમને સ્મરણ કરાવવામાં અમે સહાયભૂત થશું. આ સ્ત્રી પેલી તપસ્વિની છે કે જે જમુનાતીરે બેશુદ્ધ થઈ પરમહંસનાં ચ-રણકમલો ઉપર પડી હતી આ કુટીર તે પરમહંસનો આશ્રમ છે. પરંતુ અત્યારે અહીં પરમહંસ દેખાતા નથી તેમ પેલી નદીમાં ઝંપાપાત કરનાર સુંદરી પણ દેખાતી નથી.

સ્વાર પોતાના ઘોડાની ગરદન થાબડી બોલ્યો "જાફર ! આજ તું એક સાધારણ મૃગથી થાકી ગયો ? છટ્! છટ્ ! " આટલું બોલી તેણે પોતાનો ઘોડો તપસ્વિની ભણી ચલાવ્યો. તપસ્વિનીએ આ સ્વારને પોતાની ભણી આ-વતો જોઇ, વિરક્ત થઇ પોતાનું મોઢું પાછું ખેંચી લીધું. તપસ્વિની આ સ્વારને જાણે તિરસ્કાર ભાવથી જોવા પણ ચાહતી નહોય એમ જણાતું હતું. આ સ્વાર કોણ હશે ?

સ્વારની ઉંમર ૨૫ વર્ષની છે. શરીર લાંબુ, રંગ ઘઉંનો; પરંતુ વદન જોતાંજ તેની ઇન્દ્રિય પરાયણતાની અને અહંકારિતાની પ્રતીત થાય છે. સ્વાર તપસ્વિની પાસે જઈ બોલ્યો; "તપસ્વિની ! ત્હેં આટલામાં કોઈ મૃગ જતાં જોયો છે ?" ઉત્તરની રાહ જોઇ રહ્યો પરંતુ ઉત્તર ન મળ્યો. તેથી ફરી બોલ્યો "તપસ્વિની ! મ્હારી વાત સાંભળતી નથી શું ? ત્હેં આટલામાં કોઈ મૃગ ભરાઇ ગયો જોયો છે ! મ્હારા બોલવાની ઉપેક્ષા કરે છે ને સામું પણ જોતી નથી ?"

તપસ્વિની:–" શામાટે જોઉં ?

સ્વારઃ–" તું જાણે છે કે હું કોણ છું ? "

તપસ્વિની:–" હાં જાણુંછું તું યવનોનો દાસ, દુરાત્મા ઔરંગઝેબનો ખ-રીદેલો ચાકર જયસિંહ છે."

જયસિંહ ક્રોધી થઇ બોલ્યો. "અરે મૂર્ખ ! તું એક સાધારણ સ્ત્રી છતાં સૂર્યાવતંસ અમ્બરાધિપતિ જયસિંહ મહારાજાનો તિરસ્કાર કરે છે ?"

તપસ્વિની હસીને બોલી:–"રે સૂર્યવંશકુલાંગાર ! હવે તું અંબરાધિપતિ શેનો ? દુરાત્મા ઔરંગઝેબનો ખરીદેલો દાસ શું અમ્બરનો અધિપતિ હોઈ શકે ?"

જયસિંહ ગુસ્સો દબાવી બોલ્યો:–"અરે તું એક સાધારણ સ્ત્રી છતાં આર્યકુલતિલક જયસિંહ અને તેના પૂજ્યપાદ સામ્રાજ્ય શ્રી ઔરંગઝેબનો તિરસ્કાર કરે છે ?"

તપસ્વિની:—"રે આર્યકુલકલંક ! રે દુરાત્મન્ ! ઔરંગઝેબ કોનો સમ્રાટ્ છે ?"

જયસિંહ:–"ત્હારો."

તપસ્વિની:–"એ દુરાત્મા અમારો તો સમ્રાટ્ નથી."

જયસિંહ ( ગુસ્સામાં. ) "તું એક સામાન્ય તપસ્વિની છતાં આવી રાજવિદ્રોહની વાત કરે છે ? રંડા ! શું તું તપસ્વિની છે ? નહિ, હમણાંજ હું ત્હને આ તલવારથી ત્હારાં વચનોનું ફળ આપુંછું." એટલું બોલી ક્રોધાવેશમાં તેણે સુવર્ણે મઢેલા મ્યાનમાંથી તલવાર ખેંચી.

તપસ્વિની તલવાર જોઈ જરાપણ ન ડરતાં મન્દહાસ્ય કરી બોલી:–"ધન્ય છે ત્હારી જનેતાને અને ધન્ય છે ત્હને ! મ્હારા જેવી સામાન્ય સ્ત્રી, તપસ્વિની ઉપર તલવાર કાઢી તેં ત્હારી વીરતા સારી પ્રકાશી છે ! ત્હારું ક્ષત્રિયત્વ ઠીક શોભાવ્યું છે ? ત્હને તલવાર ખેંચતાં શરમ ન આવી ? રે ક્ષત્રિયકુલકલંક ! ત્હેં હિંદુધર્મને કલંકિત કર્યો. તપસ્વિનીની હત્યા કરવાનું ધારતાં ત્હને ધર્મનો ભય ન આવ્યો ? પામરજીવ ! ત્હારે ધર્મ કેવો ? મ્હારી આગળથી ત્હારૂં શ્યામ મુખ આઘું કર."

આટલું બોલી શીઘ્રતાથી તપસ્વિની કુટીરમાં ચાલી ગઈ; અને અંદરનું દ્વાર બંધ કરી દીધું.

આથી જયસિંહ અતિ વિસ્મય પામ્યો. ઘડીમાં વિચારની શાન્તિ આવતાં કહેવા લાગ્યો. તપસ્વિનીનું કહેવું યથાર્થ છે "હું યવનોનો દાસ થવાથી સૂર્યવંશનો અંગારજ છું ! હિન્દુવંશમાં કંટક છું. સૂર્યવંશમાં ઉત્પન્ન થયા છતાં મ્હને યવનોનું દાસત્વ સ્વીકારતાં શરમ ન આવી તો મ્હને ધિક્કાર છે. સ્ત્રીજાતિની હત્યા કરવા મ્હેં તલવાર તાણી ?! અહા નીચતાની મર્યાદા આવી ! ત્યારે શું કરું ! તપસ્વિની ! તમે કોઇ દેવી લાગો છો ! તમારી ક્ષમાપ્રાર્થના કરી મ્હારા પાપનું પ્રાયશ્ચિત કરીશ." એટલું બોલી તે ઘોડેથી હેઠો ઉતરી દ્વાર પાસે ગયો ને દ્વાર ખડખડાવી બોલ્યો.

" માતા ! ક્ષમા કરો. એકવાર દ્વાર ખોલો. "

પરંતુ કુટીરમાંથી કાંઇ અવાજ આવ્યો નહિ. બારણાની તરડમાંથી જોવા લાગ્યો તો કુટીરમાં કોઇ દેખાયું નહિ. આથી તે અત્યન્ત વિસ્મિત થયો ને વિચારવા લાગ્યો કે " આ શું ? મ્હેં શું સ્વપ્નું દીઠું, નહિ નહિ, સ્વપ્નું કેવું ? આ તો દિવસ છે હમણાં તે મ્હારી સન્મુખ ઉભી હતી. " એવું વિચારી તેણે જોરથી બારણું ધકેલ્યું; તો તે ઉઘડી ગયું. જયસિંહ અંદર જઇ જોવા લાગ્યો તો કુટીર નાની હતી. તેમાં કોઇ માણસ હતું નહિ. એકખૂણામાં અગ્નિકુંડ હતો તેમાં સમિધનાં લાકડાં સળગતાં હતાં. કુંડની સમીપ કમંડલુ, રૂદ્રાક્ષની માળા, વિભૂતિનો એક ગોળો ને દર્ભાસન હતાં. પુષ્પો આડાં અવળાં પડયાં હતાં. કુટીરને બીજું બારી બારણું કાંઇજ નહોતું કે ત્યાંથી તપસ્વિની નાશી પણ જાય ! આથી તો જયસિંહ બહુજ આશ્ચર્ય પામ્યો. ને બોલ્યો ! " અરે એ શું વનદેવીએજ મ્હને ઉપદેશ કરવા દર્શન દીધાં ? આતો કાંઇ સમજાતું નથી " એવા શોચ વિચારમાં તે બહાર નીકળ્યો. સૂર્ય સામું જોયું તો જાણે સૂર્યદેવ તેના ઉપર કુપિત થયા હોય ને કહેતા હોય કે; " અરે ! કુલાંગાર ત્હેં મ્હારા શુદ્ધવંશને કલંક લગાડયું ! " એમ ભાસ્યું. વૃક્ષોપણ પોતાના શાખારૂપી કરો હલાવી તેને પોતાની કલંકિત કાયા ત્યાંથી આઘી કરવાનું કહેતાં હોય એમ લાગ્યું. આમ અકળાઇ તે પોતાને ઘોડેસ્વાર થયો. તો ચાર સ્વારો મહાવેગે તેની પાસે આવતા જણાયા. ક્ષણમાં તો ચારે સ્વારો તેને આવી વીંટાઇ વળ્યા ને તેમણે જોયું કે આતો મહારાજા જયસિંહ છે ત્યારે તો તે શરમિંદા થઇ સામસામું જોવા અને મહારાજાને લાંબે હાથે સલામો ભરવા લાગ્યા.

જયસિંહઃ-" હું શિકાર કરવા નીકળ્યો છું; તમે મ્હારા સિપાઇયોને ક્યાંઇ જોયા ? "

સ્વારોઃ-" નહિ હજુર ! અમે કોઇને દીઠા નથી. "

ચારમાંથી એક સ્વાર હાથ જોડી બોલ્યોઃ-" જી ! હજુર ! આજ અમે અમારી આંખોએ શાઇસ્તખાનના મકાનમાંથી કોઇને નીકળતો દીઠો. તેને પકડવાને અમે પછવાડે દોડયા. આખી રાત ખોળતાં ખોળતાં થાકી ગયા પણ પત્તો મળ્યો નથી. છેવટ આ જંગલમાં સફેદ ઘોડા પાસે ઉભેલો એક સ્વાર જોયો. મહેનત હાંસિલ થશે જાણી, અહીં આવ્યા તો આપને દીઠા. ખેર ! મહારાજાની કદમબોસી હાંસિલ થઇ. તો જે હુકમ હોય તે ફરમાવો. "

જયસિંહઃ-" સારૂં તમે બે જણ આ કુટીર સામે બેસો. ને તેમાંથી જે નીકળે તેને પકડી મ્હારી પાસે લાવજો. "

એ સ્વારોઃ–" જેવી ખુદાવિન્દની મરજી હુકમ મુજબ વર્તવા દાસ તૈયાર છે."

જયસિંહઃ–" બાકીના એ મ્હારી સાથે ચાલો."

આટલું બોલી જયસિંહે પોતાનો ઘોડો દોડાવ્યો. એ સ્વારો તેની પછવાડે દોડવા લાગ્યા. ઉજડ અરણ્યમાં થોડીવાર દોડતા ઘોડાના વાગતા ડાબલાના અવાજ સિવાય બીજો કાંઇ અવાજ સંભળાતો નહોતો. થોડીવારમાં તો તે ધોળાં અને ઉંચા મકાનોથી સુંદર દેખાતા દિલ્લીમાં આવી પહોંચ્યા.



# પ્રકરણ આઠમું.



## પાપીનો ઘરસંસાર ને પાપનું પરિણામ.



પ્રિયવાચક ! આજે આપણે ઔરંગઝેબના માનીતા સરદાર શાઇસ્તખાનના આરામ બાગમાં જઇશું ? શામાટે ? ત્યાં આજે એક ખેદકારક બનાવ બનવાનો છે. શાઇસ્તખાનને તો અમારા વાચકો સારી રીતે ઓળખે છે. એ બાદશાહનો મામો થાય છે ને એ કારણે એ શાહનો મ્હોટો સરદાર ગણાય છે. આ શાઇસ્તિખાન તે એજ કે જેને પ્રતાપીવીર શીવાજીએ પૂણામાં એક આંગળી કાપી નસાડ્યો હતો. અને જે આપણા એક પ્રકરણમાં એક બ્રાહ્મણ કન્યા ઉપર અત્યાચાર કરતાં માથે ઘાયલ થયો હતો. તેની સ્ત્રીને પણ અમારા વાચકો સારી રીતે ઓળખે છે. આજે એ બંને સ્ત્રીપુરૂષ આરામબાગમાં આવેલાં છે.

શાઇસ્તખાનનો દોર રાજ્યમાં ઘણો ચાલે છે. ચાહે તેને મારવા અને ચાહે તેને ઉગારવા તે સમર્થ છે. દિલ્લીની અને ઔરંગઝેબના સામ્રાજ્ય તળેની સર્વ પ્રજા શાઇસ્તખાનનું નામ સાંભળતાં કંપે છે. પરંતુ આપણે તેની સત્તા સાથે શું સંબંધ છે ? આપણે તો આપણી વાર્તાનાં પાત્રોની રહેણી કરણી અને તેની થતી દશા ઉપર જોવાનું છે? પછી તે ચાહે તો રાજા હોય કે રંક હોય; હિંદુ હોય કે મુસલમાન હોય; આપણે સત્યની નજરે નિહાળવા બેઠા છિયે ને સત્યની નજરે સારગ્રહણ કરીશું. સત્ય નિહાળવામાં આપણને જાતિભેદનો કે સત્તાનો સંબંધ નથી.

શાઇસ્તખાને પોતાના બાગનું નામ " આરામબાગ " રાખ્યું છે. અને

તે યોગ્યજ છે. નાનાપ્રકારનાં ફળફૂલે લચેલાં વૃક્ષો તેમાં શોભી રહ્યાં છે. એક તરફનાં વૃક્ષોની હાર બીજી તરફના વૃક્ષોની હાર સાથે શાખ રૂપી કરો વીંટી બાઝી પડેલા છે; અને તેથી એની ઘટ્ટતા જામી છે કે દિવસને સમયે પણ બગીચામાં સૂર્યનાં કિરણો જઇ શકતાં નથી. જાણે પ્રકાશથી થાકી ગયેલું અંધારું. આખા દિલ્હી શહેરનું અંધારું, ત્યાં આશ્રય કરી રહ્યું હોય ! બાગની વચ્ચોવચ્ચ એક સુગન્ધમય ફુવારો સદા ગુલાબ જળની ધારા ફરફરે ઉડાવી રહ્યો હતો. અને તેમાંથી ઉંચે ઉડી નીચે પડતાં અનંતકણો, સમીપમાં ખીલેલાં જાઇ, જૂઇ, ગુલાબ અને માલતીનાં ફૂલોને છંટકાવ કરતાં હતાં. બગીચા સામે શ્વેત સંગમરમરની સુંદર બેઠક છે. તેમાં મોજ મજા કરવાનાં અનેક સાધનો બિછાનાં; અત્તર, ગુલાબજળ, પંખા, અરીસા, ચમ્મર વગેરે પડેલાં છે. આ બેઠકમાં બેસી શાહસ્તખાન અને ગુલજાન ધીમેધીમે વાતચીત કરી રહ્યાં છે. કાનમાંડી સાંભળો.

શાહસ્ત ગુલજાનના ગળામાં હાથ નાંખી બોલ્યોઃ-" પ્યારી ! બોલ જોઇએ મહોબ્બતની રીત કેવી છે ? "

ગુલજાનઃ-" જે માણુસ આપણા પર પ્યાર રાખે તેનાપર જરૂર પ્યાર રાખવો "

શાહસ્તઃ-" અને સામો માણુસ આપણાપર પ્યાર ન રાખે તો ? "

ગુલજાનઃ-" તો તેની મહોબ્બતના રસ્તામાં પગલું પણ ન મૂકવું. ! "

શાહસ્તઃ-" એનો ઠીક; પણ કહે જોઇએ ઓરતોનું ખાસ ઘરેણું શું ? "

પૂછી શાહસ્ત ગુલના મ્હોં સામું તાકી રહ્યો. આ સવાલ શા હેતુથી પૂછ્યો છે તે ગુલ સમજી શકી નહીં; તેથી તે પણ શાહસ્તના સામું જોઇ રહી.

શાહઃ-" કેમ વિચારમાં પડી ? મ્હારા સવાલનો જવાબ આપી શકતી નથી, ? "

ગુલઃ-" શા માટે આપી ના શકું ? ઓરતની ખૂબસુરતી એ તેનું ખાસ ઘરેણું છે.

શાહઃ-" અને બીજું કાંઇ ? "

ગુલઃ-" બીજું ઘરેણુ એનો મિજાજ અને એની રીતભાત "

શાહસ્ત સામેના મેજ ઉપરથી દારૂનો પ્યાલો લઈ મોઢે માંડી પી ગયો. તેથી તરસ છીપી નહિ જેથી આખો શીસો મોઢે માંડયો ને તે પૂરો ગટગટાવી જતાં બોલ્યો;

" રીતભાત કેવી ? સારી કે નઠારી ? "

ગુલ આ સવાલથી કંપી ઉઠી. તેના મ્હોં સામું જોવા લાગી. જોયું તો

તેની આંખોમાંથી જાણે આગની ચિનગારીયો નીકળતી હતી. મનમાં બીક લાગી, તોપણ હસી પડીને બોલી:—

ગુલ:—" જી! મ્હારી રીતભાત પણ ઘરેણામાં દાખિલ થઇ શકે શું?"

શાઇ:—" કાં. એનો મ્હારો સવાલજ છે ના?" ફરી મેજ ઉપર શીશો મૂક્યો. નવો શીશો લઇ તેમાંથી એક પ્યાલો શરાબનો ભરી ગુલને આપ્યો ને બોલ્યો; " લે આ તું પી. "

ગુલ પીતાં પીતાં બોલી:—"આજ તો તમે મ્હને આ આરામ બાગમાં લાવ્યા અને આટલી બધીવાર મ્હારી સંગે બેઠા એથી મ્હને કેવી ખુશાલી પેદા થાય છે તે હું કેવીરીતે કહું? જ્યારથી શાદી થઇ ત્યારથી આજસુધીમાં કદિ તમે મ્હારી સાથે ચાર પાંચ કલાક બેઠા નથી પણ આજનો આખો દહાડો અને મધ્ય રાત્રિસુધી તમે મ્હારી સાથે રહ્યાછો આથી મ્હને હદથી જ્યાદે ખુશાલી છે."

ગુલની આ બધી વાત મિથ્યા છે તેના હૃદયમાં રંજનની મોહિનીમૂર્તિ અહોરાત્રિ વિરાજે છે; પરંતુ શાઇસ્તને લોભાવા અને ભૂલવવાનું આ ભાષણ છે ગુલના હૃદયમાં સરળતાનો અભાવ છે; પરંતુ તે ઝેરથી ભરપુર છે. આ તરફ શાઇસ્ત સુરાપાન કર્યો જાય છે. જેમ જેમ તે મદ પિયે છે, તેમ તેમ મદ્યપાનલાલસા વધતી જાય છે.

સુરાદેવિ, નહિ નહિ સુરારાક્ષસિ! ત્હારી કેવી મોહિની શક્તિ છે તે અમે કહી શકતા નથી. ત્હારા મોહિનીમંત્રને અધીન બની અનેક માણસો કેવાં કેવાં દુઃખો પામે છે તે કોઇથી અજાણ્યું નથી. ત્હારા ભીષણપદપર, પુષ્પાંજલિ પેઠે પોતાની માન મર્યાદા, લક્ષ્મી અને શાન્તિ સમર્પણ કરી ચિરક્લેશનાં ભોક્તા કેટલાં માણસો બને છે? સુરાદેવિ! ત્હારા પ્રબલ પ્રવાહમાં ઘણા જીવો પોતાનાં ધન, મન, ઐશ્વર્ય, આનન્દ અને સ્વસ્થતા લઇ ડૂબી જાય છે

સુરા રાક્ષસિ! ત્હારા પ્રભાવથી ઘણાં મંદિરો સ્મશાન સમાન થયેલાં છે. તું વૈદ્યો અને હકીમોને આનન્દદાયિનિ અને નાનાપ્રકારના રોગોની ખાણરૂપ છું

સર્વ નાશકારી સુરારાક્ષસી! ત્હારી કૃપા જેના ઉપર થાય છે તેને દરિદ્રતાની ખામી નથી. તારા ભક્તોને ભીખ માગી પણ મળે તેમ નથી. ત્હારો જ્યાં પ્રચાર છે ત્યાં રોગ શોક અને પીડાની ખોટ નથી; કારણ તે ત્હારાં સંતાનો છે. તે ત્હારી પછવાડે એની મેળેજ ચાલ્યાં આવે છે. પાપ અને હત્યાની પણ તું માતા છે.

કામિની:-" જો આપ સહાયતા કરો તો હજી તે બચે તેમ છે."

વ્યક્તિ:-" ભલે."

કામિની:-" તો મ્હારી સાથે ચાલો." આટલું બોલી બને દાટેલે સ્થળે ગયાં.

આ તરફ નિશાદેવીનું મન પણ હઠવા લગ્યું. શશધરના સુધામય કરેના સ્પર્શથી તેણે પોતાનો શ્યામ ઘુંઘટ દૂર કર્યો; અને હાસ્ય કરવા માંડયું. નિશાની સહચરિ કુમુદિની પણ પ્રિય સખાનું સુખ જોઇ સુખી થવા લાગી. અને નિશા અને નિશાપતિનો મધુર સંગમ પ્રફુલ્લિત વદને જોવા લાગી.

થોડીવારમાં આ રમણી અને યુવક વ્યક્તિ શાલમાં વીંટેલ શબને ઉપાડી આરામ બાગથી બહાર નીકળ્યાં; અને ધીરેધીરે યોગમાયાના મંદિર સમિપ આવેલા એક મકાન પાસે પહોંચ્યાં. મકાન પાસે આવી સ્ત્રી બોલી; " આ મ્હારું ઘર છે."

પુરૂષ આશ્ચર્ય પામતાં પામતાં બોલ્યો. " સારીવાત, ચાલો તેને અંદર લઇ જઇએ "

બંને જણાં અંદર ગયાં કે ઘરમાંથી એક વૃદ્ધ માણસ બોલ્યો; " કોણ સુમતી ?"

" હા બાપા ! " એટલું બોલી પાસેની નાની કોટડીમાં સુમતીએ ગુલના શરીરને મૂકયું. અને પછી નાનો ખાટલો ઢાળી તે ઉપર બિછાનું કરી શબજેવા શરીરને તેપર ગોઠવ્યું. પછી સુમતી દીપના પ્રકાશમાં આ પુરુષને જોવા લાગી તો તે આશ્ચર્યમાં ગરક થઇ ગઇ. તેને લાગ્યું કે " આ તે હું જાગૃત છું કે સ્વપ્નદશામાં છું ?" શરમથી તેણે પોતાનું શિર નીચું નમાવી દીધું.

યુવક પણ સુમતીના મુખ સામું ક્યારનો જોઇ રહ્યો હતો. તેપણ આનંદમાં સ્નાન કરતો હોય એમ તેની મુખમુદ્રાપરથી પ્રતીતિ થતી હતી. સુમતી શિર નીચું કરી પાદાંગુલિથી ભૂમિ ખણતી હતી અને વક્રદૃષ્ટીથી આ યુવકનાં ચરણકમલો નિહાળી રહી હતી.

યુવક,સુમતીનો મનોગતભાવ સમજી, તેનો કોમળકર પોતાના કરસંપુટમાં લઇ બોલ્યો; " સુન્દરિ ! મ્હને કદાપિ પણ આશા હોતી કે;

સુમતી પોતાનો હાથ પાછો ખેંચી લેવા લાગી. શામાટે ? વિરક્તિથી ! નહિ. જો યુવકના પાણિગ્રહણથી તે વિરક્ત હોત તો તો તેનાં ચિન્હો વદન કમલ ઉપર અવશ્ય દીસી આવત. ત્યારે શું તે આનંદિત છે ? નહિ. જો આનંદિત હોત તો હાથ ખેંચી લેવા પ્રયાસ શામાટે કરત ? ત્યારે શું છે ? સુમતી નથી વિરક્ત કે નથી આનન્દિત; પરંતુ પ્રફુલ્લિત તો છે. એ અવ-

સ્થાનો લેખિની દ્વારા પ્રકાશ કરવો કઠીન છે. એ અવસ્થાનો અનુભવ એ રમણીજ કરી શકે. જેને માટે હૃદય સદા ઉત્સુક રહેતું, જેની મોહિનીમૂર્તિનું સ્મરણ હૃદયમાં સદા વિરાજમાન રહેતું, તેનોજ આ નિશાસમયે નિર્જન સ્થાનમાં મેળાપ ! આથી બન્નેનાં સ્નેહી હૃદયોમાં એક પવિત્ર પ્રેમ પરિપૂર્ણ ભાવ ઉદિત થયો.

પ્રિયવાચક ! સુમતી મંદિરના સ્તંભ પાસે ઉભી રહી કોનું સ્મરણ કરતી હતી તે આપ હવે સમજી ગયા હશો. આ વ્યક્તિજ સુમતીનું પ્રેમ પાત્ર છે?

સ્નેહભાવે સુમતીને ક્ષણેક કર્તવ્ય વિસ્મરણ થયું. પરંતુ તરતજ જાગ્રત થઇ બોલી; " તમે અહીં ઉભા રહો. હું પરમહંસજીને બોલાવી લાવું છું " એટલું બોલી સુમતી ત્યાંથી ચાલી ગઇ. અને કેટલીકવારે એક જટાજૂટધારી દીર્ઘકાય સંન્યાસીને લઇ પાછી આવી.

સુમતી પરમહંસપ્રતિ બોલી:-" પિતાજી ! જુઓ. "

જે સ્થળે ગુલજાન સૂતી હતી ત્યાં પરમહંસ ગયા સુમતી બિછાનાપર બેઠી અને ગુલજાનનાં વસ્ત્રે ધીરેધીરે ખોલવા લાગી. ચોળીની કસો પણ છોડી નાંખી અને ત્યાં પોતાની હલકી ઓઢણી ઢાંકી દીધી. હજુ થોડું થોડું લોહી નીકળતું હતું. સુમતી તે તાકીને જોઈ રહી. પરમહંસ તેનો મનોગતભાવ જાણી બોલ્યા; " વત્સે ! કાંઇ ચિંતા નહિ, આ બાલા બચી જશે. "

સુમતી પ્રસન્ન થઈબોલી " આપનું વચન કદાપિ અન્યથા થતું નથી. "

પરમહંસ:-" વત્સે ! કોઈ પથરી લઇ આવ. "

" જેવી આજ્ઞા " કહી સુમતી બહાર ગઇ અને શ્વેતમરમરની પથરી લાવી આગળ મૂકી.

પરમહંસ બોલ્યા; " આ ભસ્મને થોડા જળથી પલાળી રુધીર નીકળે છે તે સ્થળે ચોપડી દો. "

યુવકે સુમતીને જળ લાવી દીધું સુમતીએ પરમહંસે કહ્યા પ્રમાણે ભસ્મ ચોપડી અને થોડીવારમા રુધિર નીકળવુ બંધ થઇ ગયું.

પરમહંસે ફરી થોડી ભસ્મ આપતાં કહ્યું. હવે આ ભસ્મને પાણીમાં ઘોળી થોડેથોડે એને પાઓ હમણાં સચેત થઇ જશે.

સુમતીએ ચૂર્ણભસ્મ લઈ તેમ કર્યું તો ક્ષણમાં તો ગુલજાન લવવા લાગી. " આ શું ? રંજન ! રંજન ! જુઓ આ મ્હને મારી નાંખે છે. " એટલું બોલી તેણે આંખ ઉઘાડી ને ક્ષણમાં પાછી બંધ કરી દીધી.

પરમહંસઃ–" પુત્રિ ! હવે એને હમણાં અહીંજ રહેવા દો. હાં કહો, તમારા પિતાને કેમ છે? "

સુમતીઃ–" આપની કૃપાથી હવે આજે એમને ઠીક છે. એકવાર પણ જોવા કૃપા કરો."

પરમહંસઃ–" ચાલો પુત્રિ ! તમ્હારા પિતાને પણ જોઇએ."

સુમતી આગળ ને પરમહંસ પાછળ ચાલવા લાગ્યાં. જતાંજતાં યુવકને પરમહંસે કહ્યું. " તમે અહીંજ રહો, કદાચિત્ આ સ્ત્રી પાણી માગે તો તેને ઝાઝું ન આપશો. "

પરમહંસ અને સુમતી બંને બીજા ઘરમાં ગયાં. યુવક સ્ત્રીના ખાટલા પાસે ઉભો રહ્યો. પરંતુ યુવકની મુખાકૃતિપરથી જણાતું હતું કે તે મહા-ચિંતાતુર છે. શી ચિંતામાં છે તે તો કોણ જાણે.

ક્ષણમાં ગુલે આંખ ઉઘાડી, ને બોલી; " જરા પાણી ! "

યુવકે પાસે આવી ખાટલા ઉપર બેસી તેનાં મુખમાં પાણી નાંખવા માંડયું.

ગુલ પાણી પી યુવક સામું એકી નજરે જોઇ રહી ને થોડીવારે "રંજન ! રંજન!" કહી પોતાની બાહુલતાથી પોતાની તરફ તેને ખેંચવા લાગી.

યુવક આશ્ચર્યમાં મગ્ન થયો; પણ પછવાડે આવીને આ કોણ ઉભું છે?

યુવકે પછવાડે ફરીને જોયું તો સુમતી દિવાલ ઉપર મસ્તક મૂકી મૂર્છિત થઈ ગઇ છે. સુમતીની આવી દશા થવાનું કારણ? તેના પિ-તાને તો કાંઇ હરકત થઇ નથી? ના ના એમ હોય તો તો એ આજે બ-હારજ કેમ જઈ શકત? કારણ ગમે તે હો પણ તે મૂર્છિત છે એ વાત તો સત્ય છે. આ જોઇ યુવકે ગભરાઇ ઉઠવાનું ચાહ્યું; પણ ગુલજાને તેને એવી રીતે ઝાલેલો હતો કે નિષ્ઠુર થઇ તે છોડાવી શકેજ નહિ.

ગુલ બોલીઃ–" રંજન ! રંજન ! મ્હને આશા નહોતી કે તમને ફરી જોઇ શકીશ. હાય ! તમે ક્યાં જાઓછો ? બેસો, બેસો, મ્હારી પાસે આ-વો. મ્હારી પાસેથી જશોમાં મ્હને બહુ ડર લાગે છે. જુઓ એ મ્હને મા-રવાને ફરી આવે છે. " આટલું કહેતાં ગુલ ફરી મૂર્છિત થઇ ગઇ.

યુવકે મહાપ્રયાસે તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવ્યો; અને સુમતી પાસે આવ્યો તો તે મૂર્છિત થઇ ગઈ છે. યુવક ગભરાયો. આ ત-રફ ગુલજાન મૂર્છિત છે, આ તરફ સુમતી મૂર્છિત છે. તેને વિચાર થયો કે સુમતીની આગતાસ્વાગતા કરું.

એટલામાં પરમહંસ આવ્યા અને સુમતીને જોઇ બોલ્યા; " આ શું ? સુમતી મૂર્છિત કેમ થઈ ગઈ ? "

યુવક બોલ્યોઃ—"કોણ જાણે, કાંઇ સમજાતું નથી."

પરમહંસઃ—"ચાલો સુમતીને બીજા ઘરમાં લઇ જઇએ."

"જેવી આજ્ઞા" કરી યુવકે સુમતીનું માથું ઉપાડ્યું. પરમહંસે પગ ઝાલ્યા. અને પાસેની કોટડીમાં લઈ ગયા.

# પ્રકરણ નવમું.

## શોકયનો સંતાપ.

દિવસનો ત્રીજો પહોર થઈ ગયો છે. આકાશનું વિશાળ વર્તુલ ચાલી ચાલીને થાકી ગયેલા સૂર્યનારાયણ હવે થોડા સમયમાં અસ્તાચલમાં અદૃશ્ય થશે એમ લાગેછે. પંખીગણો પોતાના માળાવાળા વૃક્ષ પાસે આવી બચ્ચાંને બોલાવવા આનંદનાદ મચાવી રહ્યાં છે. ઉતાવળાં ઉતાવળાં ચાલતાં અને બચ્ચાંને ધવડાવવા ઉત્સુક થયેલાં ગાયો અને ભેંસોનાં ટોળાં ગામમાં ભાંભરતાં ભાંભરતાં ચાલ્યાં આવેછે. આસ્તિકજનો દેવદર્શને જવા નીકળ્યા છે; અને તે દેવદર્શન કરી આનંદિત બનેછે. આમ સર્વ સ્થળે આનંદ આનંદ વ્યાપેલો છે; પણ ગુલજાનની પથારી પાસે બેઠેલી સુમતી કેમ ઉદાશ છે? પોતાના કોમલકર ઉપર વદનકમળ મૂકી તે કેમ ચિંતા નિમગ્ન છે? ક્ષણે ક્ષણે તે નિઃશ્વાસ શામાટે મૂકેછે? હશે જે હશે તે. પણ સુમતી શું કરેછે તે જુઓ. પોતાનું મુખ એક દર્પણમાં જોઇ તે ગુલજાનના મુખ સામું તાકી રહી. અને મનમાં ને મનમાં કહેવા લાગી; "મ્હારૂં મુખ પણ છે તો ગુલજાન જેવું; અને નયનો પણ એના જેવાંજ છે તો એમને આની અપેક્ષા"...બોલતાં બોલતાં લજ્જીત થઈ નીચું જોઇ ગઇ. વળી ગુલજાન સામું જોયું તો તેનાં નેત્રો ઉઘડેલાં દીઠાં. સુમતી બોલી; "બ્હેન! ત્હને કાંઇ દુઃખ તો હવે નથીને?"

ગુલજાન સુમતીની આ વાતનો ઉત્તર દઇ ન શકી, પરંતુ એકટશે સુમતીના મ્હોં સામું જોઈ રહી. કેટલીકવાર પછી મનમાં ને મનમાં કહેવા લાગી; "આશું! હું ક્યાં છું?" વળી વિચારતાં વિચારતાં ઉતાવળે બકવા લાગી. "મ્હેં શું સ્વપ્નું દીઠું? રંજન ક્યાં? મ્હને પાણી પાતા હતા ને ક્યાં ગયાં?"

સુમતીઃ—"બ્હેન! તમને અહીં કાંઇ ભય કે ચિંતા નથી. ત્હમે

મ્હારા ઘરમાં છે. ત્હમે દીઠું તે કાંઇ સ્વપ્ન નથી: કાલ રાત્રિએ ત્હમારા રંજન "... બોલતાં બોલતાં દીર્ઘ નિશ્વાસ લીધો ને ફરી બોલી..." ત્હમારી પાસે હતા એ સત્ય છે. ને આજે પણ સંધ્યા સમયે આવશે, પિતાજીએ એમને સન્ધ્યારાગગ્રે આવવાનું કહ્યું છે ને હવે સંધ્યાસમય પણ થવા આવ્યો છે."

ગુલઝાર સુમતી સામું તાકી રહીને બોલી:-"અને જે માણસે મને મારી "......

સુમતી:-"બ્હેન! એનો ભય હવે કરશોમાં. એ દુરાચારી અહીં આવી શકે તેમ નથી. પણ ત્હમે કાંઇક ખાઇ લ્યો. કાલનું મ્હોંમાં કાંઇ લીધું નથી." આટલું બોલી સુમતી એક કટોરામાં દૂધ લાવી; ને ગુલને મ્હોંએ ધર્યું. તેણે થોડું દૂધ પીધું. પછી સુમતી બોલી:-"બ્હેન સંધ્યા થઇ ગઇ છે. હું દીવો કરી લાવુંછું" એટલું કહી તે દીવો કરવા ગઇ.

સુમતી ગયા પછી થોડીવારે ગઇરાત્રિવાળો પેલો યુવક આ કોટડીમાં આવ્યો. યુવકને જોતાંજ ગુલ ગભરાઇને બોલી; "આવો, આવો, અહીં મ્હારી પાસે આવો."

આ સાંભળી યુવક આશ્ચર્ય પામ્યો ને બોલ્યો:-" શુભે! ત્હમને કાંઇક ભ્રાન્તિ થઇ લાગેછે."

ગુલે તેની વાત ન સાંભળતાં આડું જોયું. પછી સામું જોઇ તેનો હાથ ઝાલી કહેવા લાગી:-" છિ:! છિ:! પ્યારા! આ શું હાંસી કરવાનો સમય છે?" બોલતાં બોલતાં તે યુવકના બંને હાથ લઈ ચુંબવા લાગી.

યુવક:-" શુભે! મ્હારા હાથ મૂકી દો. ત્હમને જરૂર ભ્રાન્તિ થઇછે."

ગુલ આ વાત સાંભળી નેત્રોમાં જળ ભરી બોલી; "આ શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી તો તમારો હાથ છોડનાર નથી. રંજન! છિ:! છિ:! આ તમારો સ્નેહ કેવો? ત્હમે તે દીવસ કહેતા હતા કે હું તને કદીપણ નહિ છોડું; એ વાત શું ભૂલી ગયા? જે માટે મ્હેં લોકલાજ છોડી કલંકની પોટલી શિરે ઉપાડી, જેને માટે ભૂખ, તરસ અને નિદ્રા વિસાર્યાં, અને જેને માટે મ્હેં પતિ સાથેનો સંબંધ પણ ત્યજ્યો, વળી જે માટે મ્હેં આવી હાલત ભોગવી "...એટલું બોલી તે છરાનો ઘા દેખાડવા લાગી." તેજ નુરેચશ્મ, તેજ આશક, મ્હારો વિના કારણ એકદમ ત્યાગ કરેછે? છિ:! છિ:! રંજન! મ્હને ત્હમારા દગાની વાત પહેલાં માલૂમ ન પડી. મ્હેં ન જાણ્યું કે પુરૂષોનાં મન શઠતા અને ખલતાથી ભરેલાં છે, મ્હેં ન જાણ્યું કે પુરૂષોનાં હૃદય પત્થરનાં છે, જો જાણ્યું હોત તો શું તમ્હારા

હાથમાં મ્હારૂં જીવન, યૌવન, મન અને સર્વ શું સોંપી દેત ખરી?" એટલું બોલી ગુલ રોવા લાગી. આંસુઓના પ્રવાહે તેના ગાલ અને છાતી ભીંજાયાં. આ તરફ દ્વાર ઉપર સુમતી હાથમાં દીવો ઝાલી ચિત્રમાં આ લેખેલી પુતળીપેઠે ઉભી હતી.

ગુલનાં વચનો સાંભળી યુવકને બહુ આશ્ચર્ય ઉપજ્યું. તરુણાવસ્થામાં પણ આ કામિનીનું હૃદય પાપ પૂર્ણ જોઈ તે અતિ દુઃખિત થઇ બોલ્યો; "શુભે! હું રંજન નથી. તમને મહાભ્રમ થયો છે."

યુવકનાં આ વચનો સાંભળી સુમતિને શુદ્ધિ આવી; પરંતુ ગુલ તો મહાદુઃખિત થઇ. સુમતી દીવો ઝાલી ઓરડામાં આવી તેનું વદન આનંદિત લાગતું હતું.

તે જોઇ યુવક બોલી ઉઠ્યો:–" સુંદરિ! આજતો તું પ્રસન્ન થઇને? કાલ ત્હેને દુઃખિત જોઈ મ્હને ઘણી ચિંતા થતી હતી. ત્હારા પિતાજી તો મજામાં છે ને?"

સુમતી:–" હું પણ આનંદમાંછું અને પિતાજી પણ આનંદમાં છે." આટલું બોલી તેણે દીવો પીતળની દીવીપર મૂક્યો.

યુવક:–" શુભે! ત્હેરા પિતાજીને મળવાની ઇચ્છા થાયછે."

સુમતી:–" તો ચાલો."

એટલું બોલી સુમતી આગળ ચાલી. અને યુવક પાછળ પાછળ ચાલ્યો.

હવે ઓરડામાં ગુલ એકલી પડી. આડું અવળું જોવા લાગી તો એક તરફ પીતળની દીવી ઉપર દીવો બળતો હતો. એક ખૂણામાં પીતળનો મ્હોટો કલસ પડ્યો હતો. વળી પડખું ફેરવી મનમાંજ કહેવા લાગી:–" છિઃ! છિઃ! મ્હને આ શું કર્યું? અજાણ્યા માણસ સન્મુખ મ્હારી બધી હકીકત કહી દીધી!"

કાંઇક વિચાર કરી ફરી કહેવા લાગી; "શું મ્હને ભ્રમ થયો છે? ના, ના, એવો ભ્રમ કદાપિ હોઇ શકે નહિ. સુવર્ણ રંગની કાન્તિ પણ એજ ઓષ્ઠ અને ચિબુક પણ એજ. શ્યામ કેશ, વિશાળ નેત્ર, દીર્ઘનાસિકા, વિશાળ છાતી અને કર્ણપ્રિય મધુરીવાણી પણ એજ, વળી તેમણે કહ્યું કે મ્હારું શીર ફૂટી ગયું. છે માટે રૂમાલ વીંટયો છે. આ બધી બિના એની એજ છે. તો રંજન! હવે ત્હમારો અભિપ્રાય હું સમજી ગઇ! હવે તો બરાબર સમજી ગઇ. હવે ત્હમારી જૂની ઉપર રુચિ નથી. નવું રત્ન મેળવવાની અભિલાષા તમને થઇ લાગે છે. એ માટે આ ત્હમારી ચતુરાઇ છે. એ માટે તમારી આ કુશળતા છે કે "હું રંજન નથી." ઠીક છે; પણ હવે જુઓ કે

તમે કેટલી ચતુરાઇ શીખ્યા છો. કેવી રીતે તમે નવીન રત્ન મેળવો છો. બસ હવે તો જોઇ લઇશ."

ગુલજાનનાં નેત્રો કે જે મુનિયોનાં મન ચંચળ કરવાને પણ સમર્થ હતાં તે અત્યારે શિવજીના ત્રીજાનેત્ર સમાન ભીષણ થઇ રહ્યાં છે. તેની મોહીની મૂર્તિએ ભયાનકરૂપ ધારણ કર્યું છે. એટલામાં દીપક અચાનક બૂઝાઈ ગયો ને કોટડીમાં અંધકાર છવાઇ ગયો. ને વિધાતાએજ વિચાર્યું હોય કે મનમોહિની સ્ત્રીની આવી ભયાનક મૂર્તિ વાચકોને દેખાડવી યોગ્ય નથી એમ ધારી પવનબળે દીવો હોલવી નાંખ્યો હોય એમ અમને લાગ્યું.

ગુલજાન ઉઠી ઉભી થઇ; અને સરસરાટ ત્યાંથી ચાલી ગઇ.

---

# પ્રકરણ દશમું.

## પાપની ભંયકરતા.

રાત્રિનો સમય છે. ચારેકોર અંધકાર વ્યાપેલો છો સર્વે દિશાઓમાં ચૂપાચૂપ છે. એ સમયે શાઇસ્ત પોતાના રાયપિથૌરાવાળા ઓરડામાં સૂતેલો છે. ઓરડામાં એક દીવો મન્દતેજે બળે છે; પરંતુ આજે શાઇસ્તના જીવને શાન્તિ નથી. તે વારંવાર ઝબકી ઉઠે છે. તેનુ કારણ શું ? તે વાચકોના ધ્યાનમાં છે. ગઈ રાત્રે તેને હાથે જે ભયાનક બનાવ બન્યો છે તે આપણે જાણીએ છિયે. ગઇરાત્રે તેને બિલકૂલ નિદ્રા આવી નથી. આખો દિવસ પણ તે ઘરબહાર નીકળેલો નથી અને અત્યારે પણ પથારીમાંથી વારંવાર કંપી ઉઠે છે. થોડીવારે બેઠો થાય છે, વળી સૂઇ જાય છે ને વળી બેઠો થઇ બહારની ઓશરીમાં જોવા જાય છે. ત્યાં કાંઇ કાંઇ ભૂતો તેની નજરે ખડાં થાય છે. પણ આ ભૂત કેવું ? તેને જોતાં તો શાઇસ્તને આખે શરીરે પરસેવો, છૂટયો રોમાંચ થયાં અને અંગો શિથિળ થઇ ગયાં. ભયભીત થઇ તે ઓરડામાં પેસી ગયો, પલંગપર પડયો ને માથું નાચું ઘાલી બૂજવા લાગ્યો. વળી તેણે વિચાર કર્યો. "નહિ નહિ એતો મ્હારી ભ્રાંતિ છે, મુએલું માણસ કદિ ફરી આવી શકે છે ?" વળી લાંબો થઈ સૂતો પણ બહાર સાચેજ કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. જાણે કોઈ સ્ત્રી ઇશાન તરફથી આવી દક્ષિણ દિશા તરફ ચાલી ગઇ હોય એવો ભાસ થયો. એ જોતાં તો શાઇસ્ત વ્યગ્ર, ગ્નાનશૂન્ય થઇ ગયો. ફાટી આંખે ટકટક જોઇ રહ્યો.

હત્યાકારીઓને પણ કેવી નરકયાતના સહન કરવી પડે છે ? શાઇસ્તને પોતાની દૂધના ફીણ શમી કોમલ શય્યા વિષમય કંટક પેઠે શરીર વીંધી રહી છે ! શાઇસ્તને આજે ખાવાપીવામાં પણ સુખ પડ્યું નથી. મદિરાના ગ્લાસમાં પણ લ્હેજત મળી નથી. મદિરાનો ગ્લાસ ભરતાં જ તેને એમ લાગે છે કે "હાય ! આ પ્યાલો ગુલના રક્તથી ભરેલો છે !" આવું સ્મરણ થતાં ગ્લાસ હાથમાંથી પડી જાય છે. કોઇનાં પગલાંનો અવાજ સંભળાય છે. તો તે એમ ધારે છે કે શું એ મ્હને પકડવાને આવતો હશે ? કોઇ વાતચીત કરે છે તોપણ તે ધારે છે કે એ ગુલના ખૂન સંબંધી ચર્ચા કરે છે ? સૂર્યનારાયણને ઉદય પામતા જોઇને પણ તે કંપે છે ને સમજે છે કે લાલચોળ બનેલો સૂર્ય મને ડરાવે છે ને કહે છે કે "નીચ ! ત્હારું પાપ મ્હારાથી અજાણ્યું નથી."

શાઇસ્ત આવી દશામાં ઘણીવાર ખાટલામાં બેઠો; પછી માથે ઓઢી સૂઇ ગયો. અને આળોટતો, ગણગણતો ને કંપતો કંપતો પડયો.

પણ આ શું ? શાઇસ્તે દીઠેલું ભૂત ખોટું નથી. એ શું ડાકિની છે કે પિશાચિણી છે ? હા ! તેનાં નયનો કેવાં અંગારા સમાન લાલ ? મેશનોજ ઢગલો હોય એવું કેવું શ્યામ શરીર લાગે છે કે તેણે શ્યામ કપડું પગથી માથા સુધી વીંટયું છે; નહિતર શરીરે આવી શ્યામતા હોઈ શકે નહિ. ગઇ તેમ હોય પણ એ પિશાચિણી શાઇસ્તના પલંગ પાસે આવી ને એક ચિઠ્ઠી મૂકી ચાલી ગઇ ! ક્યાંથી આવી ? ક્યાં ચાલી ગઇ ને એ કોણ હતી એ કહું ? નહિ નહિ, વાચકગણ ! હું આપનો દેવાદાર ઓછોજ છું કે વારંવાર કહ્યા કરું ! !

# પ્રકરણ અગિયારમું.

## " કરણી તેવી પાર ઉતરણી "

સવારના આઠ વાગ્યા છતાં શાઇસ્ત શય્યામાંથી ઉઠયો નથી. તેના અનેક નોકર ચાકરો મકાનની બ્હાર ને અંદર આમતેમ ફરે છે પણ તેમની એને ઉઠાડવાની તાકાત નથી. થોડીવારે શાઇસ્તે પડખું ફેરવ્યું તો પડખામાં એક ચિઠ્ઠી પડેલી દીઠી. ફાટી આંખે તે ચિઠ્ઠી વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં તેના શ્યામ મુખપર વધારે શ્યામતા ઢળવા લાગી. ચિંતાતુર

બૂઢું:-" બાર ! તે તો હું કાંઇ સમજી શકતો નથી." !

બાર:-" તો આપણી નવીરાજીના સંતોષ વાસ્તે આપણે પ્રાણ આપવો પડે તોપણ ચિન્તા નથી."

બૂઢું:-" હેજ. એમાં શું ? આ પૃથ્વીમાં જન્મ લીધો છે ત્હેને એકવાર મરવું તો નિશ્ચિતજ છે. તો સ્વદેશના હિત સાધનને નિમિત્ત, આપણાં ભક્તિ શાલિની નવરાજીને નિમિત્તને દુર્દાન્ત મુસલમાનોના નાશને નિમિત્ત આ તલવાર ખેંચવી પડે તો એથી વધારે સૌભાગ્યનો દિવસ બીજો કિયો છે ? એવો કયો મૂર્ખ હશે કે જે સમય આવે પાછો હઠશે ?"

બાર:-" ભાઇ ! ત્હમારા જેવા સ્વદેશાનુરાગી જનો મળવા કઠીન છે. પરમેશ્વર ત્હને દીર્ઘ જીવી કરે. પણ આજે નવીરાજી અને આપણા કેટલાક મિત્રો છેલ્લી પ્રતિજ્ઞા ગ્રહણ કરવાનાં છે તે ત્હમે જાણો છો ?"

બૂઢું:-" હા ! મ્હેં પણ સાંભળ્યું છે; પરંતુ આપણે તે જોઇ શકીશું નહિ."

આટલું બોલી બંને જણા એક ઓરડાના દ્વાર પાસે ઉભા રહ્યા. વાચક, જે ગૃહમાંથી હમણાં સંગીતની સુંદર ધ્વનિ આવતી હતી એમાં આપણે જઇએ ને ત્યાં શું થાયછે તે જોઇએ.

વાચક સન્મિત્ર ! એ ગૃહ દીપમાલાથી પ્રકાશિત થઇ રહ્યું છે. મધ્યભાગમાં એક સુંદર સિંહાસન છે. તે ઉપર એક સોળ વર્ષની સુંદરી, તપસ્વિનીના અંકમાં ઉદાસ ચ્હેરે બેઠેલી છે. સુંદરીનાં વસ્ત્રો શ્વેત છે, છતાં હાથમાં કંકણાદિ સમસ્ત અલંકારો તે સધવા છે એમ પ્રતીતિ કરાવે છે; પરંતુ તેનું વદન કમલ વસ્ત્રમાં છુપાવેલું લાગેછે. તપસ્વિનીના હાથમાં એક વીણા છે અને વીણાના તાર ઉપર તપસ્વિનીના ડાબા કરની લલિત અંગુલિઓ છે. તપસ્વિનીનો બીજો હાથ અંકમાં સૂતેલી રમણીના બરડા ઉપર આશ્વાસન કરવાને નિમિત્તે પડેલો છે. સિંહાસનની સન્મુખ શ્વેત સંગમરમરની એક વેદી બાંધેલી છે ને તેનાપર આપણા પરિચિત યોગીરાજ પરમહંસ ગંભીર મુદ્રાથી બેઠેલા છે. વેદીની નીચે ચારેબાજુ આઠ નવ વીરપુરુષો કેશરિયા રંગનાં કપડાં પહેરી તથા મોઢે નકાબ ( વેષ્ટન-બુરખો ) રાખી બેઠેલા છે. સિંહાસન ઉપર વિરાજેલી આ સુંદરી તેજ કે જેને આપણે પહેલાં જમુનામાં ઝંપાપાત કરતાં જોઇ હતી ને જે તપસ્વિની તથા પરમહંસની સહાયતાથી બચી છે

તપસ્વિની સ્નેહ ભાવે સુંદરીનું આશ્વાસન કરતાં બોલી; " વત્સે ! ત્હમને ભય શાથી લાગેછે ? જે વ્રતનું ઉદ્યાપન કરવાને અમે દૃઢ સંકલ્પ કર્યો છે તેમાં હવે ભયનું કામ શું ?" યોદ્ધાગણને પોતાના જમણા હાથની અંગુલિથી બતાવતાં બોલી " પુત્રિ ! આવા એક લાખ વીરો કેવળ

ત્હમારી આજ્ઞા થતાં ખડ્ગો ખેંચી શત્રુઓ પર તૂટવા તૈયાર છે. તો હવે ભય કોનો ? જે તરફ ધર્મ છે, જે તરફ નીતિ અને સનાતન આર્યધર્મ છે ત્યાં જય જ છે એમાં લેશ માત્ર સંદેહ નથી."

સુંદરીએ આ ભાષણ સાંભળી ઉત્તરમાં કેવળ દીર્ઘ નિશ્વાસ મૂકયો.

સુંદરીનો કમલ સરખો કર પોતાના હાથમાં લઈ વળી તપસ્વિની બોલી; "પુત્રિ ! હજી પણ ત્હારી પાસે દુઃખ, શોક અને દીર્ઘ નિશ્વાસ ?"

સુંદરી બોલી; "જનનિ ! શોક અને દુઃખ સર્વેને હવે મ્હેં તિલાંજલિ દીધી છે."

તપસ્વિની સુંદરીનો કરપલ્લવ ફરી ઝાલતાં બોલી; "વત્સે ! હવે ત્હમારા યશની સીમા નહિ રહે."

વેદી ઉપરથી ઉઠી પરમહંસ સિંહાસન સમીપ આવ્યા અને વીરાસને બેસી ગંભીર સ્વરે બોલ્યા; "ભ્રાતૃગણ ! જગજ્જનનીની કૃપાથી આપણને આજે નવરાજ્ઞી પ્રાપ્ત થઈ છે. આપ સર્વે જાણોછો કે અત્યાર સુધી આપણને આવી નવરાજ્ઞી પ્રાપ્ત થઇ નહોતી. તમેં ત્હમારી સજ્જનતાથી મ્હને ગુરુ અને પૂજનીય ગણોછો તો આજે જાનુનત હોઇ પ્રતિજ્ઞા કરુંછું કે નવરાજ્ઞી તે આપણાં અધિષ્ઠાત્રી છે; તેમના આજ્ઞા શિરે ઉપાડવા હું તત્પર છું. અને આ સંબંધે આપનો અભિપ્રાય જાણવા ચાહુંછું."

એક સાથે બધા નકાબધારી બોલી ઉઠયા; "અમે તમારા મતથી ભિન્ન નથી."

પરમહંસે ફરી બોલવાનો પ્રારંભ કર્યો. "ભાઇઓ ! તમ્હારો અભિપ્રાય જાણી મ્હને ઘણો સંતોષ થયો. મ્હને આશા હતીજ કે જગદંબાની કૃપાથી આપણો મનોભિલાષ અવશ્ય પૂર્ણ થશે, આર્યોની વિજયપતાકા પુનઃ ભારતવર્ષમાં ઉડશે અને ત્હમારા સરખા વીરગણોની સહાયતાથી આપણી માતૃભૂમિનું, દુરાત્મા દુરાચારી દુર્દાન્ત યવનોથી અવશ્ય રક્ષણ થશે."

બધા વીરો બોલ્યા; "ગુરો !" અવશ્ય અસુરમર્દિની દેવી યવનાસુરના હાથમાંથી આપણો ઉદ્ધાર કરશે"

પરમહંસજી ઉઠી ઉભા થયા અને કુમારીપ્રતિ બોલ્યા; 'નવરાજ્ઞી ! હવે આપની જે ઇચ્છા હોય તે બોલો. અમે તે પ્રમાણે વર્તવા ઉત્સુક છિયે." તપસ્વિની પણ કુમારીના કાનમાં કહેવા લાગી; "વત્સે ! હવે ત્હમારે બોલવાનો સમય છે. ઉઠો, પરમહંસજીને પ્રણામ કરો અને એમના ચરણ સ્પર્શી કહો કે 'ગુરો ! મ્હને પણ નિયમ પૂર્વક શપથ ગ્રહણ કરાવો." એટલું બોલી તપસ્વિની અને કુમારી સિંહાસન ઉપરથી હેઠાં ઉતર્યાં.

કુમારીએ પરમહંસના ચરણો ગ્રહી કહ્યું; "ગુરો ! મ્હને પણ નિયમપૂર્વક શપથ ગ્રહણ કરાવો."

આ સાંભળતાં પરમહંસે નકાબધારી વીરોને ઇશારો કર્યો. આથી ત્યાંથી ચારજણ ઉઠી બીજી કોટડીમાં ગયા; અને થોડીવારમાં બે મ્હોટી પેટીઓ લઇ પાછા આવ્યા. પરમહંસે એક પેટી ખોલી. જેમાં જોતાંજ સુંદરી ચમકી ઉઠી. તપસ્વિનીએ ત્હેના કાનમાં કાંઇક કહ્યું જેથી તે ધુંટણુ ભેર થઈ, પોતાનો જમણો હાથ પેટીમાં મૂકી કંપિત સ્વરે બોલી; "પિતાજી ! આજ્ઞા આપો કે મ્હારે શું બોલવાનું છે ?"

પરમહંસઃ—"પુત્રિ ! કહો કે આજ શ્રી કાલિકાજીના મંદિરમાં આવી હું પ્રતિજ્ઞા કરૂંછું કે મ્હેં મ્હારૂં જીવન શ્રી જગદંબાના કાર્યસાધનનિમિત્ત તેમના ચરણકમળમાં સમર્પણ કર્યું, શ્રી જગજ્જનનિને નિમિત્ત—હિંદુઓના વિજયને નિમિત્ત-યવનોનો નાશ કરવા સદા યત્ન કરીશ."

કુમારીએ કમ્પિતસ્વરે અક્ષરશઃ પ્રતિજ્ઞા કરી. કેવલ છેલ્લાં વાક્ય સમયે તેની વાણી ગદગદિત થઇ.

પરમહંસઃ—"નવરાજ્ઞિ ! અમારી ધર્માધિષ્ઠાત્રી ! કહો કે જો અમારૂં સ્વજન કે અમારૂં કુટુંબ પણ હિન્દુધર્મનું વિદ્વેષી હોય તો હું ત્હેનો ત્યાગ કરીશ; અને એનું અનિષ્ટ કરવા સદા યત્નવતી રહીશ."

કુમારી જે સમયે આ કઠિન પ્રતિજ્ઞા કરવા લાગી ત્યારે તેનાં નેત્રો જલથી ભરાઇ ગયાં. તપસ્વિનીએ કુમારીના કાનમાં કહ્યું "વત્સે ! અશ્રુધારા રોકો, ભય અને દુઃખ શામાટે ધરોછો ? સંસારમાં સર્વ અનિત્ય છે. આ છેલ્લી પ્રતિજ્ઞા કરવાથી ભારતમાં તમ્હારા યશની સીમા નહિ રહે." આથી અશ્રુપાત કરતાં પણ કુમારીએ પ્રતિજ્ઞા અક્ષરશઃ પૂરી કરી.

પરમહંસઃ—"વત્સે ! હવે આ પ્રતિજ્ઞાનો છેલ્લો ભાગ બોલો; પુત્રિ ! હિંદુઓની આશાસરોજિની ! કહો કે; "જો પતિ વા પુત્ર હિન્દુધર્મના વિરોધી હોય તો."

કુમારીનાં બંને નેત્રોમાંથી અખંડ અશ્રુધારા ભોંયે પડતી હતી તોપણ કંપિત સ્વરે બોલી "જો પતિ" એટલું બોલી ડાબા હાથેથી આંસુ લોઇ નાંખ્યાં ને દીર્ઘનિશ્વાસ મૂક્યો.

તપસ્વિની:—વત્સે ! કહો કે જો પતિ વા પુત્ર હિન્દુધર્મના વિરોધી હોય તો" પછી કુમારી મહાકષ્ટે તે વાક્ય બોલી શકી.

પરમહંસઃ—"હિન્દુઓથી થતું તેનું વિરુદ્ધાચરણ ત્હેને ન જણાવતાં તેનું અનિષ્ટ કરવા સદા મહેનત કરીશ."

કુમારી આ ભાગ પણ બોલી ગઈ.

પરમહંસઃ—"અને મ્હારા હાથથી એનો પ્રાણવિનાશ કરવાનો સમય આવશે તો તેમ કરવાને પણ સંમત રહીશ. જો આ પ્રતિજ્ઞાથી ફરૂં તો આ સ્પર્શ કરેલા મડદાના જેવી મ્હારી દશા થાઓ."

આ પ્રતિજ્ઞાનો ઉચ્ચાર કરતાં તો તેને ઘણો સમય લાગ્યો. તપસ્વિનીના વારંવાર આશ્વાસનથી તે આ ભાગ બોલી શકી.

પ્રતિજ્ઞા સમાપ્ત થતાં પરમહંસે મુખાવરણ દૂર કરવાની આજ્ઞા કરી. સર્વે યોદ્ધાઓએ અને નવરાજ્ઞીએ મુખાવરણ દૂર કર્યાં. તો તેમણે શું જોયું. ?

કુમારીના વદનની અનિર્વચનીય શોભા જોતાં સર્વે યોદ્ધાઓ આશ્ચર્યમગ્ન થઇ રહ્યા. જો કે આ સમયે કુમારીની આંખો અશ્રુકણે ભરેલી હતી, મુખ હાસ્યશૂન્ય હતું તોપણ રમણીયતા જરાપણ કમતી લાગતી નહોતી. કોઇ કોઈ તો કુમારીના વદન ઉપર જણાતી ધર્મપરાયણતા જોઇ નમ્ર થઇ ગયા.

પરમહંસ બોલ્યા; "ભ્રાતૃગણ ! આપે નવરાજ્ઞીનાં દર્શન કર્યાં ? જુઓ કે શ્રી કાલિકાદેવીના પ્રતાપથી શું થઇ શકતું નથી ? જગજ્જનનીને શું આપવું અગમ્ય છે ? તો હવે આપ તનમનથી સનાતન આર્યધર્મના રક્ષણમાં ઉત્સાહી થાઓ." વળી કુમારી સામું જોઇ બોલ્યા. "નવરાજ્ઞિ ! જો આપની સંમતિ હોય તો બીજી પેટી ખોલીએ." એટલું બોલી તેમણે એક તેજસ્વી છરી નવરાજ્ઞીના હાથમાં દીધી. નવરાજ્ઞી છરી હાથમાં લઇ બોલી. "ભલે, બીજી પેટી ખોલો."

પરમહંસે પેટી ખોલી કુમારીને કહ્યું; કે "વત્સે ! બીજું કાંઇ નથી. આ છરી આ પુરુષના હૃદયમાં ભોંકી દ્યો." એમ કહી તેમણે એક વ્યક્તિ બતાવી.

"હાય ! આ શું ? એ અહીં ક્યાંથી" એમ બોલી સુંદરી મૂર્છિત થઇ પડી. તપસ્વિની તેને આશ્વાસન કરવા લાગી; અને પરમહંસે વીરનરોને કહ્યું. "ભ્રાતૃગણ ! આ સમયે નવરાજ્ઞી મૂર્છિત થઇ જેથી આપણી સભા સમાપ્ત થઇ, અને નવીન ભાઇયોને શપથ લેવાનું કામ બંધ રહ્યું."

સર્વે વીરો બોલ્યા; "ગુરો ! આપની આજ્ઞા શિરોધાર્ય છે. જો રજા હોય તો અમે સ્વસ્થાને જઇએ." મહાત્માએ શિર નમાવી જવાની અનુમતિ આપી ને સર્વે વીરો ચાલ્યા ગયા.

એ પ્રશસ્તગૃહ નિસ્તબ્ધ જનશૂન્ય થઇ ગયું. તપસ્વિની કામિનીનું શિર ખોળામાં લઈ બેઠી છે. સિદ્ધપુરુષ સમીપમાં ઉભા છે તે પેલી પરમહંસે દર્શાવેલી વધ્યવ્યક્તિ કામિનીના મુખપર મન્દમન્દ જલસિંચન કરે છે. આ સિવાય બીજું કોઇ હવે અહીં રહ્યું નથી.

એટલામાં બારે આવી પરમહંસને વિજ્ઞપ્તિ કરી કે "સ્વામિન્ ! ગુ-
પ્તદ્વારથી એ યવનો મકાનમાં આવેલા છે ને તેમને સામેના દ્વારમાં કેદ
રાખેલ છે.

"અહીં યવનો ક્યાંથી" એમ બોલી આશ્ચર્ય પામતાં સર્વ સામેના
દ્વાર તરફ ગયાં અને પેલી એક વ્યક્તિને કુમારીની આગતાસ્વાગતા કરવાનું
કામ સોંપતાં ગયાં.

તપસ્વિનીના ગયા પછી આ વ્યક્તિ કુમારીની શય્યાના એક ખૂણા
ઉપર બેસી મનમાં મનમાં વિચારવા લાગી; "હે જગત્પિતા ! આપની દયા
અનિર્વચનીય છે. આપની ઇચ્છાથી શું થઈ શકતું નથી? જેનેમાટે સમસ્ત
ગિરિગુહાઓ શોધી વળ્યો, જેને માટે સર્વસ્થળ આથડી હતાશ થઈ ગયો
અને જેની નિરાશામાં આ જીવન એક વિડમ્બના માત્ર માન્યું; તેને અત્યારે
અહીં દીઠી ?" આટલું બોલી તે કુમારીનો હાથ પોતાના કરમાં લેવા લાગ્યો
અને તેના સુંદર વદન સામું એક નજરે જોઇ રહ્યો.

આ પુરુષની અવસ્થા ૧૯-૨૦ વર્ષની છે. જોતાં આકૃતિ રમણીય ને
બળવાન છે. પરંતુ મુખ જોતાં પ્રતીતિ થાય છે કે તેણે અનંત ક્લેશ સહન
કરેલો છે. શા માટે? તે તો તે પોતે જાણે. આ પુરુષે કુમારીનો કર લઇ
ચુંબ્યો. આથી કુમારીમાં ચૈતન્ય આવી ગયું. તે ચમકી ઉઠીને ચારેકોર
જોવા લાગી; ને બોલી: "અરે ! હું ક્યાંછું? હું શું સ્વપ્ન જોઉંછું? ને તમે
કોણછો? હેં હેં તમેંજ મ્હારા"...બોલતાં બોલતાં કુમારીનો કંઠ રુંધાઈ
ગયો. નેત્રે અશ્રુધારા ચાલવા લાગી.

યુવક કામિનીનો કર ફરી ઝાલીને બોલ્યો; "પ્રિયે ! આ સ્વપ્ન નથી.
તું શું મ્હને પિછાનતી નથી? હું ત્હારો પદપંકજાશ્રિત નાહરછું. મ્હને સ્વપ્ન-
માં પણ ખ્યાલ નહોતો કે હું ત્હને ફરી નિહાળી શકીશ; કે ત્હારાં સુધા-
મય વચનો સાંભળી શકીશ." એટલું કહી તેણે કુમારીના કરપલ્લવનું ફરી
ચુમ્બન કર્યું. કુમારીને આખે શરીરે રોમાંચ છાયાં ને પ્રસ્વેદે શ્વેતવસ્ત્ર ભીં-
જાવા માંડ્યું. પરંતુ તુરતજ સેજ ઉપરથી ઉભી થઇ ગઇ. અને નાહરસિં-
હના મ્હોં સામું ટકટક જોઇ રહી. તે બોલી; "આ શું ? આજે હું અપ-
ર્વ ઇન્દ્રજાલમાં ભૂલી રહીછું કે સત્ય છે?"

નાહરસિંહ સમીપ જઈ પરીરંભન કરવા જતાં બોલ્યો; "પ્રિયે ! ઇ-
ન્દ્રજાલ નથી. યથાર્થ હુંજ ત્હારો પ્રિય નાહરસિંહછું."

રમણી જોરથી પોતાનો હાથ તાણી લેતાં બોલી; "પ્યારા ! હવે મ્હ-
ને અડશો નહિ."

નાહરસિંહ બોલ્યો; " રાજકુમારિ ? હું ત્હારો સ્પર્શ શામાટે ન કરું ? "

કુમારી કાંઇ બોલી નહિ. મનમાં જ વિચારવા લાગી કે; " હા ! મ્હેં શી પ્રતિજ્ઞા કરી ? " એટલું બોલી તે કોમલકરે અશ્રુધારા લૂછવા લાગી.

નાહરસિંહઃ–" પ્રિયે ! તું શું કહે છે ? "

કુમારી રોતાં રોતાં બોલી, " ત્હમે પ્રિયા કોને કહોછો ? આ પૃથ્વીપરથી હવે મ્હારો ને ત્હમારો સંબંધ પૂરો થઇ રહ્યોછું. હવે મ્હારું જીવન અન્યને અર્પણ થયેલું છે "

નાહરસિંહ આ કથન સાંભળી કંપી ઉઠયો. અચાનક વજ્રપાત થયો હોય તેમ તે દુઃખી થયો. આશ્ચર્યથી કામિનીના મુખ તરફ જોઇ બોલ્યો " રાજકુમારિ ! મ્હારો પરિહાસ ન કરો. બે વર્ષે આજ સમાગમ થયો છે તો આજે શું પરિહાસનો સમય છે ? "

કુમારીનાં નેત્રો આંસુથી ભરાઇ ગયાં: ગદગદગિરાથી તે બોલી:–" મ્હેં કોઇ દિવસ શું ત્હમારો પરિહાસ કર્યો છે ? મ્હને એવી ખબર નહોતી કે મ્હારી આવી દશા થશે ! હું બીજા સાથે વિવાહિતા થઇશ. "

નાહરસિંહ બોલ્યો; " રાજકુમારિ ! શું ત્હમારી ઇચ્છા વિરુદ્ધ ત્હમારા પિતાએ ત્હમને કોઇ સાથે વિવાહિત કર્યાં ? હા ? કોની સાથે ? " કહેતાં કહેતાં નાહરસિંહનું ગળું સૂકાઇ ગયું.

કુમારી બોલી; " હા મ્હારી ઇચ્છાવિરુદ્ધ મ્હારા પિતાએ "...( શેષભાગ તેણે એવો ધીમેથી કહ્યો કે આપણે યથાર્થ સમજી શકયા નહિ. )

નાહરસિંહઃ–" રાજકુમારિ ! માટેજ ત્હમે પ્રતિજ્ઞા લેતાં ધ્રુજતાં હતાં ! "

રમણીઃ—" હા ! " બોલતાં બોલતાં સરોજિની દિલગીર દેખાઇ.

નાહરસિંહઃ–" ત્યારે પ્રિયે ! નહિ નહિ રાજકુમારી ! ત્યારે શું ત્હમારી ભેટ હવે નહિજ થાય ? મ્હારે તમને બહુ બહુ વાતો કહેવાની છે. "

સરોજિનીઃ–" કહેવાનું તો મ્હારે પણ ઘણું છે, પણ રાત્રિ બહુ ગઇ છે હવે હું જાઉંછું. "

નાહરસિંહઃ–" તો ફરી દર્શન ક્યારે થશે ? "

સરોજિની; " ત્હમે મ્હને પ્રશ્ન પૂછોછો ? યાદ નથી કે હું ત્હમારી નવરાત્રી છું ? "

નાહરસિંહ હસીને બોલ્યો; " પ્રિયે ! નહિ નહિ નવરાત્રિ ! આ દાસ સેવામાં ક્યારે હાજર થાય ? "

સરોજિની હસીને બોલી; " નાથ ! ક્ષમા કરો, હું ધારું છું કે આ સ્થાનપર નિત્ય ત્હમારાં દર્શન થશે પરંતુ ત્હમે અહીં ક્યારે આવ્યા ? "

નાહરસિંહ; " હું કાલેજ દિલ્હી આવ્યો ને આજે અહીં આવ્યો."

સરોજિની; " ઠીક " એટલું બોલી સરોજિની સભાગૃહથી બાહર નીકળી અને તૈયાર રાખેલી એક ઘોડીપર સ્વાર થઇ. નાહરસિંહ ઘોડીની લગામ ઝાલી આગળ ચાલવા લાગ્યો. અર્ધ કલાકે તે ગુપ્તદ્વારથી એક મસજીદની અંદર આવી પહોંચ્યાં. ત્યાં બે ડાઢીવાળા મોલવી બેઠા હતા ને વચ્ચે વચ્ચે કુરાન વાંચતા હતા. કુમારીને દેખી બંને મોલવી ઉભા થયા. કુમારીએ તેમને બેસવાની સાન કરી અને પોતે બહાર નીકળી અને ફરી સ્વાર થઇ આગળ ચાલી.

નાહરસિંહ બોલ્યો; " એ મુસલમાન કોણ છે ?"

કુમારી હસીને બોલી; " શું ત્હમે એને યવન સમજોછો ? એના જેવા શુદ્ધ આર્યો આખા આર્યાવૃત્તમાં મળવા મુશ્કેલ છે ?"

નાહરસિંહઃ-" તો યવનના વેશમાં કેમ છે ?"

સરોજિનીઃ-" ત્હેનું કારણ તમે હવે જલદી જાણશો."

" બસ હવે જાઉંછું " એટલું કહી સરોજિનીએ ઘોડી દોડાવી. ક્ષણવારમાં તો નાહરસિંહથી દેખાતી બંધ થઇ. કુમારી દિલ્હીના શાહબાગમાં પહોંચી અને ત્યાંથી તે ક્યાં ગઇ એ અમે હમણાં કહી શકતા નથી.

---:o:---

# પ્રકરણ તેરમું.

## હર્ષ અને શોક.

શરદકાળની રાત્રીનો સમય છે. આકાશમાં આજે એક પણ વાદળું, આકાશની સ્વચ્છતાને કલંકિત કરવા આવેલું નથી. અર્ધવર્તુળાકારે શોભતીચંદ્રકળા પણ પોતાનાં રમ્ય કિરણો ભૂતલ ઉપર પ્રસારી રહી છે. અને તે કિરણોમાંથી જાણે શીતળતા, સુંદરતા, અને મધુરતાદિ અનેક નદીઓનાં ઝરણો ધરા ઉપર વહી રહ્યાં છે ! મોતીનાં ઝુમખાં સમી નક્ષત્રમાળાઓ ગગનમાં ચળકી રહી છે. હીરાની કણિયો સમાન વેરાયેલા અન્યતારાઓ પણ ઓછાવત્તા પ્રકાશે હાસ્ય કરે છે; એ સમયે પોતાની નાજુક ઓરડીની અગાશીમાં સુમતી, સત્યશર્મ્માને કંઠે પોતાના મણાલસમાન કર વળગાડી બેઠી છે. સત્યશર્મ્મા, એ સુમતીનો પ્રાણપ્રિય પતિ થયેલો છે. આ બનાવ ગઇ કાલેજ બન્યો છે. સત્યશર્મ્મા વિનય, વિવેક અને ડહાપણનો

ભંડાર રૂપ છે. કાશીગ્રામમાં પુણ્ય પવિત્ર શ્રી સત્કીર્તિશર્મ્મા પ્રધાનપદે હતા તેમનો હું એકનો એક પુત્ર છું એમ સત્યશર્મ્મા કહે છે. સુમતીના પિતા અને સત્યશર્મ્માના પિતાને બાળમૈત્રી હતી. વળી સુમતીનો શાઇસ્તખાનને હાથથી બચાવ પણ આ સત્યશર્મ્માથી થયો હતો એ કારણે પણ સુમતી અને તેનો પિતા એનાં આભારી હતાં. અને આ સર્વથી શ્રેષ્ટ તો સુમતીનો સત્યશર્મ્મા ઉપર સ્વાભાવિક સ્નેહ બંધાયો હતો. આવાં અનેક કારણે સુમતીના પિતાએ સત્વર લગ્ન સંબંધ જોડયો હતો. પ્રિયવાચક! આ નવલ યુગલ શું વાર્ત્તાલાપ કરે છે તે સાંભળો.

સુમતી કંઠાલિંગન કરી મધુર શબ્દે બોલી; " નાથ ! ત્રણ મહિના પહેલાં કે જ્યારે પહેલ વહેલું આપનું મધુર દર્શન થયું ત્યારે આપની અલૌકિક વીરતા અને વિલક્ષણ સાહસ જોઇ મ્હેં મનમાં ને મનમાં સંકલ્પ કર્યો હતો કે હું તમારી થઈ ચૂકી છું. નાથ ! જે સમયે ત્હમે પેલા ભટભડાટ સળગતા ઘરમાં કૂદી, એંશી વર્ષના ડોસાને ઉપાડી, વરુણદેવ સમાન બહાર ચાલ્યા આવ્યા તે સમયે તમ્હારું અસાધારણ સાહસ જોઇ મ્હારું મન તમારા યશને વશીભૂત થયું. તે દિવસથી મ્હારા હૃદયમાં પ્રેમનો પ્રથમ પ્રવેશ થયો. તે દિવસથી શય્યા કંટકસમી ભાસવા લાગી, અશ્રુધારાથી ઓસીકું ભીંજાવા લાગ્યું. અને નિદ્રાસખીએ મ્હારી સાથે અબોલા લીધા. નાથ ! તે દિવસથી તમ્હારાં દર્શનની લાલસાએ હું નિત્ય પ્રાતઃકાળમાં માતા યોગમાયાના મંદિરે આવી દ્વારપાસે ઉભી રહેતી. મ્હારા પિતાજીનો આપના પિતાજી સાથે સ્નેહ સંબંધ છે તે હું જાણતી નહોતી. અને મ્હારો વિવાહ આપ સાથે આટલો ત્વરાથી કરી દેશે એનો તો મ્હને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો."

સત્ય સુમતીનું મુખ ચૂમી બોલ્યો; " પ્રિયે ! મ્હને લેશ પણ ખબર નહોતી કે તું મ્હારા પિતાજીના એક મિત્રની કન્યા છું. પ્રિયે ! જે કષ્ટ મ્હેં ત્હારે માટે સહ્યું છે તેનું વર્ણન સહસ્રજિવ્હાથી શેષ ભગવાન્ પણ કરી શકે એમ હું ધારતો નથી. જે સમયે ભભકતી અગ્નિજ્વાળામાંથી ત્હેં પેલી રોતી બાલિકાને કાઢી ને તેની માતાને સંતોષ આપ્યો તે સમયે અગ્નિ પ્રકાશથી ત્હારા મુખની અલૌકિક શોભા નિહાળતાં હું મુગ્ધ થયો. પ્રિયે ! તે દિવસથી મ્હારા હૃદયમાં એક અનિર્વચનીય ભાવ ઉદય થયો. જે હું વર્ણી શકતો નથી. ત્હારી મોહિની મૂર્તિ હૃદયમાં એવી તો પેસી ગઇ કે ખાનપાનાદિ બિલકૂલ મ્હને રુચતાં નહિ. હું કોણ છું અને ત્હને કેમ નિહાળી શકું એ વિચાર થતાં હું નિરાશાની નદીમાં ડૂબી જતો. હું ત્હારે માટે આખી દિલ્લી ઢૂંઢી વળ્યો પણ ત્હારું દર્શન થયું. નહિ. પરંતુ દૈવકૃપાએ બીજે દિવસે અકસ્માત્ યોગમાયાના મંદિર સન્મુખ ત્હારું દર્શન થયું.

નાહરસિંહ; " હું કાલેજ દિલ્લી આવ્યો ને આજે અહીં આવ્યો."

સરોજિની; " ઠીક " એટલું બોલી સરોજિની સભાગૃહથી બાહર નીકળી અને તૈયાર રાખેલી એક ઘોડીપર સ્વાર થઇ. નાહરસિંહ ઘોડીની લગામ ઝાલી આગળ ચાલવા લાગ્યો. અર્ધ કલાકે તે ગુપ્તદ્વારથી એક મસજીદની અંદર આવી પહોંચ્યાં. ત્યાં બે ડાઢીવાળા મોલવી બેઠા હતા ને વચ્ચે વચ્ચે કુરાન વાંચતા હતા. કુમારીને દેખી બંને મોલવી ઉભા થયા. કુમારીએ તેમને બેસવાની સાન કરી અને પોતે બહાર નીકળી અને ફરી સ્વાર થઇ આગળ ચાલી.

નાહરસિંહ બોલ્યો; " એ મુસલમાન કોણ છે ?"

કુમારી હસીને બોલી; " શું ત્હમે એને યવન સમજોછો ? એના જેવા શુદ્ધ આર્યો આખા આર્યાવૃત્તમાં મળવા મુશ્કેલ છે ?"

નાહરસિંહઃ–" તો યવનના વેશમાં કેમ છે ?"

સરોજિનીઃ–" ત્હેનું કારણ તમે હવે જલદી જાણશો."

" બસ હવે જાઉંછું " એટલું કહી સરોજિનીએ ઘોડી દોડાવી. ક્ષણવારમાં તો નાહરસિંહથી દેખાતી બંધ થઇ. કુમારી દિલ્લીના શાહબાગમાં પહોંચી અને ત્યાંથી તે ક્યાં ગઇ એ અમે હમણાં કહી શકતા નથી.

---:o:---

# પ્રકરણ તેરમું.

## હર્ષ અને શોક.

શારદકાળની રાત્રીનો સમય છે. આકાશમાં આજે એક પણ વાદળું, આકાશની સ્વચ્છતાને કલંકિત કરવા આવેલું નથી. અર્ધવર્તુળાકારે શોભતીચંદ્રકળા પણ પોતાનાં રમ્ય કિરણો ભૂતલ ઉપર પ્રસારી રહી છે. અને તે કિરણોમાંથી જાણે શીતળતા, સુંદરતા, અને મધુરતાદિ અનેક નદીઓનાં ઝરણો ધરા ઉપર વહી રહ્યાં છે ! મોતીનાં લુમખાં સમી નક્ષત્રમાળાઓ ગગનમાં ચળકી રહી છે. હીરાની કણિયો સમાન વેરાયેલા અન્યતારાઓ પણ ઓછાવત્તા પ્રકાશે હાસ્ય કરે છે; એ સમયે પોતાની નાજુક ઓરડીની અગાશીમાં સુમતી, સત્યશર્મ્માને કંઠે પોતાના મણાલસમાન કરો વળગાડી બેઠી છે. સત્યશર્મ્મા, એ સુમતીનો પ્રાણપ્રિય પતિ થયેલો છે. આ બનાવ ગઇ કાલેજ બન્યો છે. સત્યશર્મ્મા વિનય, વિવેક અને ડહાપણનો

ભંડાર રૂપ છે. કાશીધામમાં પુણ્ય પવિત્ર શ્રી સત્કીર્તિશર્મ્મા પ્રધાનપદે હતા તેમનો હું એકનો એક પુત્ર છું એમ સત્યશર્મ્મા કહે છે. સુમતીના પિતા અને સત્યશર્મ્માના પિતાને બાળમૈત્રી હતી. વળી સુમતીનો શાઇસ્તખાનને હાથથી બચાવ પણ આ સત્યશર્મ્માથી થયો હતો એ કારણે પણ સુમતી અને તેનો પિતા એનાં આભારી હતાં. અને આ સર્વથી શ્રેષ્ટ તો સુમતીનો સત્યશર્મ્મા ઉપર સ્વાભાવિક સ્નેહ બંધાયો હતો. આવાં અનેક કારણે સુમતીના પિતાએ સત્વર લગ્ન સંબંધ જોડ્યો હતો. પ્રિયવાચક ! આ નવલ યુગલ શું વાર્તાલાપ કરે છે તે સાંભળો.

સુમતી કંઠાલિંગન કરી મધુર શબ્દે બોલી; " નાથ ! ત્રણ મહિના પહેલાં કે જ્યારે પહેલ વહેલું આપનું મધુર દર્શન થયું ત્યારે આપની અલૌકિક વીરતા અને વિલક્ષણ સાહસ જોઇ મ્હેં મનમાં ને મનમાં સંકલ્પ કર્યો હતો કે હું તમારી થઈ ચૂકી છું. નાથ ! જે સમયે ત્હમે પેલા ભટભડાટ સળગતા ધરમાં કૂદી, એંશી વર્ષના ડોસાને ઉપાડી, વરુણદેવ સમાન બહાર ચાલ્યા આવ્યા તે સમયે તમ્હારું અસાધારણ સાહસ જોઇ મ્હારું મન તમારાં યશને વશીભૂત થયું. તે દિવસથી મ્હારા હૃદયમાં પ્રેમનો પ્રથમ પ્રવેશ થયો. તે દિવસથી શય્યા કંટકસમી ભાસવા લાગી, અશ્રુધારાથી ઓસીકું ભીંજાવા લાગ્યું. અને નિદ્રાસખીએ મ્હારી સાથે અબોલા લીધા. નાથ ! તે દિવસથી તમ્હારાં દર્શનની લાલસાએ હું નિત્ય પ્રાતઃકાળમાં માતા યોગમાયાના મંદિરે આવી દ્વારપાસે ઉભી રહેતી. મ્હારા પિતાજીનો આપના પિતાજી સાથે સ્નેહ સંબંધ છે તે હું જાણતી નહોતી. અને મ્હારો વિવાહ આપ સાથે આટલો ત્વરાથી કરી દેશે એનો તો મ્હને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો."

સત્ય સુમતીનું મુખ ચૂમી બોલ્યો; " પ્રિયે ! મ્હને લેશ પણ ખબર ન્હોતી કે તું મ્હારા પિતાજીના એક મિત્રની કન્યા છું. પ્રિયે ! જે કષ્ટ મ્હેં ત્હારે માટે સહ્યું છે તેનું વર્ણન સહસ્ત્રજિવ્હાથી શેષ ભગવાન પણ કરી શકે એમ હું ધારતો નથી. જે સમયે ભભકતી અગ્નિજ્વાળામાંથી ત્હેં પેલી રોતી બાલિકાને કાઢી ને તેની માતાને સંતોષ આપ્યો તે સમયે અગ્નિ પ્રકાશથી ત્હારા મુખની અલૌકિક શોભા નિહાળતાં હું મુગ્ધ થયો. પ્રિયે ! તે દિવસથી મ્હારા હૃદયમાં એક અનિર્વચનીય ભાવ ઉદય થયો. જે હું વર્ણી શકતો નથી. ત્હારી મોહિની મૂર્તિ હૃદયમાં એવી તો પેસી ગઇ કે ખાનપાનાદિ બિલકુલ મ્હને રુચતાં નહિ. હું કોણ છું અને ત્હને કેમ નિહાળી શકું એ વિચાર થતાં હું નિરાશાની નદીમાં ડૂબી જતો. હું ત્હારે માટે આખી દિલ્લી ઢૂંઢી વળ્યો પણ ત્હારું દર્શન થયું. નહિ. પરંતુ દૈવકૃપાએ બીજે દિવસે અકસ્માત્ યોગમાયાના મંદિર સન્મુખ ત્હારું દર્શન થયું.

ત્હારું દર્શન થતાં કેવો આનંદ થયો તે હુંજ જાણું છું. ત્હારું મધુર વદન જોતાંજ વિચાર થયો કે ત્હારાં ચરણકમલોપર શિરધરી મ્હારા મનનું કષ્ટ નિવેદન કરું, પણ તું તિરસ્કાર કરશે એ ભયે હું કાંઇ કરી શક્યો નહિ. નિત્ય પ્રાતઃકાલમાં ત્હારા દર્શનની લાલસાએ હું ત્યાં આવતો પણ મ્હારું કષ્ટ નિવેદન કરવાની છાતી ચાલી નહિ. પણ એક દિવસ "બચાવો રે બચાવો." એવો ત્હારા વદનથી આર્તનાદ સાંભળ્યો. જોઉંછું તો દુરાત્મા શાઇસ્તખાન ત્હને પકડી લઇ જતો હતો. તે વખતે આવી ત્હારું દર્શન અને સ્પર્શન કર્યું.

સુમતી હસીને બોલી; "નાથ! મ્હને આશા નહોતી કે એમ અચાનક આપનું દર્શન થશે! અચાનક આપ મ્હને આ કરકમલમાં કેદ કરશો!

સત્ય આનંદે મુખચુંબન કરતાં બોલ્યોઃ—"પ્રિયે! દેખો તો; ભલા. શુલ આવી લૈંવૈવયમાં છતાં ત્હેનું મન કેવું પાપમાં નિમગ્ન છે? આહા! એને જોતાં તો મહાદુઃખ થાય છે. આવી રૂપવંતી સ્ત્રી આવી ન્હાની અવસ્થામાં આવા પાપમાં કેમ લીંપાણી હશે?"

સુમતી બોલી; "નાથ! જે સમયે તમને રંજન કહી તેણે બૂમ પાડી તે સમયે મ્હારા હૃદયમાં જે દુઃખ થયું; જે ઘા લાગ્યો. તે પ્રભુ જાણતો ભલો છે. પરંતુ જ્યારે ત્હમે કહ્યું કે "હું રંજન નથી" ત્યારે મ્હારા હૃદયમાં કેવો આનંદ થયો તે વર્ણવવા હું અસમર્થછું. નાથ! મ્હને ઠીક સ્મરણ થયું, રાજા જયસિંહ વારંવાર દર્શન નિમિત્તે અહીં આવે છે અને દુઃખ આપે છે. એક દિવસે આવી તેણે કેવી કેવી માર્મિક વાતો કરી તે હું શું કહું?" એટલું બોલી સુમતી શિથિલ થઇ ગઇ.

પોતાના હાથથી સુમતીના વિખરાયેલા કેશ સમારતાં સત્યશર્મા બોલ્યો; "પ્રિયે! પછી શું થયું?"

સુમતી મંદ પડી બોલી; "નાથ એ નરાધમે જે જે વાતો કહી છે તેનું સ્મરણ કરતાં પણ મ્હને તો લજ્જા થાય છે."

સત્ય બોલ્યો; "પ્રિયે! સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલો જયસિંહ આવું નીચ કાર્ય કરશે એવું મ્હારા મનમાં કદાપિ મ્હેં ધાર્યું નહોતું. યવનોનું દાસત્વ સ્વીકારી તેણે પોતાનું વિશુદ્ધ કુલગૌરવ કેવલ લય પમાડયું? તે ઉપરાંત એક બ્રાહ્મણની કન્યા ઉપર અત્યાચાર કરવામાં તૈયાર થયો? તો શું એ નરાધમ મ્હારી પ્રાણપ્રિયાને પાદશાહને હાથે મૂકવા ધારે છે. એ કદાપિ પણ બનવાનું નથી. રે! કોનું સામર્થ્ય છે કે ત્હને મ્હારી પાસેથી લઇ જાય? પ્રિયે, તું કહીશ કે એની પાસે સૈન્ય છે તેની સહાયતામાં ઘણા લોકો છે તો

મ્હારી પાસે પણ શું નથી ? મ્હારી પાસે મ્હારી ન્હાની તલવાર પણ બસ છે, આનાથી અનેક જણને ધૂળ ચાટતા કરવાને હું સમર્થછું. એમ બોલતાં જુસ્સાથી તેણે પોતાની તલવાર તાણી. " વળી મ્હારી સહાયતા કરનાર મ્હારો ધર્મ છે. તે આપણી સહાયતા કરશે "

સુમતી બોલી; " નાથ એતો હું પણ જાણુંછું, પરંતુ મ્હારું નશીબજ ફૂટેલું છે. મ્હને એનુંજ ભય છે. હૃદયેશ્વર ! પ્રાણેશ્વર ! મ્હારું હૈયું ભરાઇ જાય છે ને લાગે છે કે આ દાસીના કપાળમાં અનંત કષ્ટો સહન કરવાનાં છે. " એટલું બોલતાં બોલતાં સુમતી પ્રિયતમના ખોળામાં પડી ડુસકાં ભરવા લાગી.

સુમતીની આવી દશા જોઇ સત્ય ઉદાસ થયો ને આશ્વાસન કરતો બોલ્યો; " પ્રિયે ! શામાટે ડરે છે? જ્યાંસુધી આ શરીરમાં એક બિન્દુ પણ રુધિર હશે ત્યાં સુધી તો કોઇની શક્તિ નથી કે ત્હને લઇ જાય. પ્રિયે ! તું શામાટે રડે છે ? છાની રૂહે, ત્હારાં નેત્રોથી અશ્રુધારા વહેતી જોતાં મ્હારું હૃદય ફાટી જાય છે. "

સુમતી આંસુ લૂછી બોલી; " નાથ ! ત્હમારા સામર્થ્યનો મ્હને સંપૂર્ણ ભરોસો છે પણ ત્હમે એકલાછો, એની સાથે અસંખ્ય સૈન્ય છે, ત્હેમાં ત્હમે એકલા શું કરો ? "

સત્ય બોલ્યો; " પ્રિયે ! ત્યારે બીજો ઉપાય શો ? "

સુમતી બોલી; " નાથ ! ચાલોને આપણે આ સ્થાન છોડી બીજે જઇ રહીએ; તે દિવસ પિતાજી પણ કહેતા હતા કે અહીં રહેવું હવે યોગ્ય નથી. કોણ જાણે શું અનર્થ થઇ જાય ! "

સત્ય બોલ્યો; " એ પણ ઠીક છે. "

અહીંઆં આ પ્રમાણે સ્નેહમય ચર્ચા ચાલી રહી છે પણ રાજરસ્તા ઉપર આ લોકો શું વાતો કરે છે ? એ માણસોમાં એક સ્ત્રી છે તેણે પોતાનું મુખ ઢાંકેલું છે પણ તે ગુલજાનજ હશે એમ અમે માનિયે છિયે. બાકીના ઘણાક પુરુષો છે પણ આપણે તેમાં ફક્ત બેજણને ઓળખીએ છિયે. એક તો અમ્બરાધિપતિ જયસિંહ છે. અને બીજો માણસ તેનો સેનાનાયક રહિમન્ છે. બાકીના અનેક શસ્ત્રધારીયોને ઓળખવાનું કાંઈ કારણ નથી.

અણગુણ્ઠનવતી ( શરીર ઢાંકેલી ) સ્ત્રી જયસિંહને કહેવા લાગી. " મહારાજ ! આપ જેને શોધવા ફરોછો તેને હું બતાવી દઉં તો મ્હને શું આપશો ? "

જયસિંહ:-" તને શું ખબર કે હું કોને શોધવા ફરું છું ?"

સ્ત્રી; " જેને પકડવાથી આપને પાદશાહ પાસેથી સારું ઇનામ મળવાનું છે તેને."

જયસિંહ; " તું શું કહે છે તે હું કાંઇ સમજતો નથી " પોતાનો ભાવ છૂપાવવા બોલ્યો.

સ્ત્રી; " મહારાજ ! કાંઇ ચિંતા ન કરશો. હું એને સાવધાન કરી નસાડી મૂકવાની નથી. આપ કોની શોધમાં છો તે લ્યો સ્પષ્ટજ કહું." એટલું કહી તેણે જયસિંહના કાનમાં કોઇનું નામ લીધું,

જયસિંહ આશ્ચર્યથી આ સ્ત્રી સામું જોવા લાગ્યો. આ સ્ત્રી કોણ છે ને મ્હારી વાત તે ક્યાંથી જાણી ગઈ એ વાતનો એને કાંઇ પત્તો લાગ્યો નહિ.

અવગુણ્ઠનવતી સ્ત્રી જયસિંહનો મનોગત ભાવ જાણી બોલી; " મહારાજ ! આપ જે વિચારથી સંશયમાં પડયાં છો તેનો ખુલાસો પછીથી થશે પણ હમણાં તો આપે જેને ખોળવાનું બીડું ગ્રહણ કર્યું છે તેનો વિચાર કરો. આપ જાણતા હશો કે તેણે સુમતી સાથે લગ્ન કરેલું છે ને હમણાં તે સુમતીસંગે વિહાર કરે છે."

જયસિંહને આ સાંભળી બહુ આશ્ચર્ય લાગ્યું; પરંતુ સ્ત્રીના વચન ઉપર વિશ્વાસ રાખી સૈનિકો સહિત સ્ત્રી પછવાડે ચાલ્યો. જ્યાં સુમતી અને સત્યશર્મા પ્રેમનો વાર્તાલાપ આનંદમગ્ન બની કરે છે. ત્યાં આ બધું મંડલ થોડીવારમાં આવી પહોંચ્યું.

અનેક માણસોને પોતાના મકાનમાં ચાલ્યા આવતા જોઈ સુમતી બચલીત થઇ અને બોલી; " નાથ ! મહા આપત્તિ આવી; જુઓ આપણા ઘરમાં કેટલાં માણસો ધસી આવે છે ?"

સત્ય બોલ્યો, " પ્રિયે ! બીહે છે શામાટે ? એ લોકો આવીને આપણને શું કરવાના છે ?"

એટલામાં પેલી સ્ત્રીની સાનથી સમજી જઇ, અમ્બરાધિપતિ બોલ્યો; " સિપાઇયો ! આ સાળાને બાંધી કેદ કરો."

સત્ય એકદમ ઉભો થઇ તલવાર ખેંચી જયસિંહને કહેવા લાગ્યો; " મહારાજ ! કોની આજ્ઞાથી અને શા ગુન્હાથી ત્હમે મને બાંધો છો ?

જયસિંહ બોલ્યો; " અરે મૂર્ખ ! તું એટલું સમજતો નથી કે તને કોની આજ્ઞાથી બાંધવામાં આવે છે ? તો સાંભળ; દિલ્લીશ્વર પાદશાહ ઔરંગજેબના હુકમથી ત્હને બાંધવામાં આવે છે, વળી તું જાતે કોણ છે તે ભૂલી ગયો ? ત્હારો ગુન્હો શું થોડો છે ?"

સત્ય વિચારમાં પડી ગયો. તેણે સુમતી સામું જોયું તો તે બિચારી ભયથી કંપી રહી છે. સત્ય બોલ્યો "પ્રિયે ! શામાટે બીહે છે ?"

આથી સુમતીને ધીરજ આવી ને તે બોલી; "મહારાજ ! આપ સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા છો તો મ્હારા સરખી બ્રાહ્મણ કન્યાનું રક્ષણ આપ નહિ કરો તો કોણ કરશે ? મહારાજ ! મ્હારા સ્વામીને મ્હારી સન્મુખ આપ કટુવચન ન કહેશો."

જયસિંહ બોલ્યો; "સુમતી ! શું એ ત્હારો સ્વામી છે ?" હા, હા, હા, કરી ખૂબ જોરથી હસવા લાગ્યો ને વળી બોલ્યો. ત્હને યથાર્થ ખબર નથી કે ત્હારો સ્વામી તે કોણ છે ? અને હવે જાણવાનું ફળ પણ શું ? થવાનું તે થઇ ગયું છે. આ નરાધમ પાસે રહેવામાં શો લાભ છે ? પાદશાહની પાસે ચાલ; અને સુખભોગ ભોગવ. આ દુષ્ટની પાસે રહેવાથી શું લાભ મળવાનો છે ?"

સુમતી:–"મહારાજ ! આપ વારંવાર મ્હને ધનનો લોભ શું દેખાડો છો ? મ્હને એવા ધનની જરાપણ અભિલાષા નથી. હું મ્હારા પ્રાણનાથ સાથે વૃક્ષતળે રહી સન્ધ્યાસમયે માત્ર મૂઠી ચણા પામતી હોઉં તો પણ તે મ્હારે મતે શ્રેષ્ઠ છે; ને યવનોની સાથે સુવર્ણમય સિંહાસન ઉપર અમૃતનું ભોજન કરવું એ વિષથી પણ તુચ્છ છે. મ્હને ક્ષમા કરો, મ્હારે ધનની ઇચ્છા નથી. હું બ્રાહ્મણપુત્રી છું ને મ્હારું પ્રતિપાલન કરવું એ આપનો કુલધર્મ છે."

સત્ય:–"મહારાજ ! આપ શ્રી રામચન્દ્રજીના વંશના છો, આપને ઊચિત છે કે પોતાનો પ્રાણ પર્યંત દઇને બ્રાહ્મણ કન્યાના જાતિ અને સતીત્વની રક્ષા કરવી. તે તો ક્યાંઇ રહ્યું પણ આપ પોતેજ સતીત્વ નાશ કરવા આવ્યા છો ? આપને શરમ નથી આવતી ? છિઃ ! આપને ધિક્કાર છે, આપના આશયને હજારવાર ધિક્કાર છે."

જયસિંહ ક્રોધી થઈ બોલ્યો; "દુરાત્મન્ ! રાજ્યદ્રોહી; ઉભો રહે. ત્હારી નીતિની શીખામણોની જરૂર નથી. હમણાંજ હું ત્હને બધું સમજાવુંછું.!!"

સત્યશર્મા ક્રોધ પૂર્વક બોલ્યો; "મહારાજ ! આપ સેના સાથે મ્હારું જીવન સર્વસ્વ સુમતી હરણ કરવા આવ્યા છો; પરંતુ જ્યાં સુધી મ્હારા શરીરમાં એક બિન્દુ પણ લોહી છે, જ્યાં સુધી મ્હારા હાથમાં તલવાર છે ને જ્યાં સુધી આ દેહમાં જરા પણ પ્રાણવાયુ છે; ત્યાં સુધી આપનું સામર્થ્ય નથી કે આપ મ્હારા હૃદયમણિને હાથ અડાડી શકો."

જયસિંહ બોલ્યો; "ઠીક જોઇએ છિયે, ત્હારું પરાક્રમ; "આટલું

જયસિંહ:-" તને શું ખબર કે હું કોને શોધવા ફરુંછું ?"

સ્ત્રી; " જેને પકડવાથી આપને પાદશાહ પાસેથી સારું ઇનામ મળવાનું છે તેને."

જયસિંહ; " તું શું કહે છે તે હું કાંઇ સમજતો નથી " પોતાનો ભાવ છૂપાવવા બોલ્યો.

સ્ત્રી; " મહારાજ ! કાંઇ ચિંતા ન કરશો. હું એને સાવધાન કરી નસાડી મૂકવાની નથી. આપ કોની શોધમાં છો તે લ્યો સ્પષ્ટજ કહું." એટલું કહી તેણે જયસિંહના કાનમાં કોઇનું નામ લીધું.

જયસિંહ આશ્ચર્યથી આ સ્ત્રી સામું જોવા લાગ્યો. આ સ્ત્રી કોણ છે ને મ્હારી વાત તે ક્યાંથી જાણી ગઈ એ વાતનો એને કાંઇ પત્તો લાગ્યો નહિ.

અવગુણ્ઠનવતી સ્ત્રી જયસિંહનો મનોગત ભાવ જાણી બોલી; " મહારાજ ! આપ જે વિચારથી સંશયમાં પડયાં છો તેનો ખુલાસો પછીથી થશે પણ હમણાં તો આપે જેને ખોળવાનું બીડું ગ્રહણ કર્યું છે તેનો વિચાર કરો. આપ જાણુતા હશો કે તેણે સુમતી સાથે લગ્ન કરેલું છે ને હમણાં તે સુમતીસંગે વિહાર કરે છે."

જયસિંહને આ સાંભળી બહુ આશ્ચર્ય લાગ્યું; પરંતુ સ્ત્રીના વચન ઉપર વિશ્વાસ રાખી સૈનિકો સહિત સ્ત્રી પછવાડે ચાલ્યો. જ્યાં સુમતી અને સત્યશર્મા પ્રેમનો વાર્ત્તાલાપ આનંદમગ્ન બની કરે છે. ત્યાં આ બધું મંડલ થોડીવારમાં આવી પહોંચ્યું.

અનેક માણસોને પોતાના મકાનમાં ચાલ્યા આવતા જોઈ સુમતી ભયભીત થઇ અને બોલી; " નાથ ! મહા આપત્તિ આવી; જુઓ આપણા ઘરમાં કેટલાં માણસો ધસી આવે છે ?"

સત્ય બોલ્યો, " પ્રિયે ! બીહે છે શામાટે ? એ લોકો આવીને આપણને શું કરવાના છે ?"

એટલામાં પેલી સ્ત્રીની સાનથી સમજી જઇ, અમ્બરાધિપતિ બોલ્યો; " સિપાઇયો ! આ સાળાને બાંધી કેદ કરો."

સત્ય એકદમ ઉભો થઇ તલવાર ખેંચી જયસિંહને કહેવા લાગ્યો; " મહારાજ ! કોની આજ્ઞાથી અને શા ગુન્હાથી ત્હમે મને બાંધો છો ?

જયસિંહ બોલ્યો; " અરે મૂર્ખ ! તું એટલું સમજતો નથી કે તને કોની આજ્ઞાથી બાંધવામાં આવે છે ? તો સાંભળ; દિલ્લીશ્વર પાદશાહ ઔરંગઝેબના હુકમથી ત્હને બાંધવામાં આવે છે, વળી તું જાતે કોણ છે તે ભૂલી ગયો ? ત્હારો ગુન્હો શું થોડો છે ?"

સત્ય વિચારમાં પડી ગયો. તેણે સુમતી સામું જોયું તો તે બિચારી ભયથી કંપી રહી છે. સત્ય બોલ્યો "પ્રિયે ! શામાટે બીહે છે ?"

આથી સુમતીને ધીરજ આવી ને તે બોલી; "મહારાજ ! આપ સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા છો તો મ્હારા સરખી બ્રાહ્મણ કન્યાનું રક્ષણ આપ નહિ કરો તો કોણ કરશે ? મહારાજ ! મ્હારા સ્વામીને મ્હારી સન્મુખ આપ કટુવચન ન કહેશો."

જયસિંહ બોલ્યો; "સુમતી ! શું એ ત્હારો સ્વામી છે ?" હા, હા, હા, કરી ખૂબ જોરથી હસવા લાગ્યો ને વળી બોલ્યો. ત્હને યથાર્થ ખબર નથી કે ત્હારો સ્વામી તે કોણ છે ? અને હવે જાણવાનું ફળ પણ શું ? થવાનું તે થઇ ગયું છે. આ નરાધમ પાસે રહેવામાં શો લાભ છે ? પાદશાહની પાસે ચાલ; અને સુખભોગ ભોગવ. આ દુષ્ટની પાસે રહેવાથી શું લાભ મળવાનો છે ?"

સુમતી:-"મહારાજ ! આપ વારંવાર મ્હને ધનનો લોભ શું દેખાડો છો ? મ્હને એવા ધનની જરાપણ અભિલાષા નથી. હું મ્હારા પ્રાણનાથ સાથે વૃક્ષતળે રહી સન્ધ્યાસમયે માત્ર મૂઠી ચણા પામતી હોઉં તો પણ તે મ્હારે મતે શ્રેષ્ઠ છે; ને યવનોની સાથે સુવર્ણમય સિંહાસન ઉપર અમૃતનું ભોજન કરવું એ વિષથી પણ તુચ્છ છે. મ્હને ક્ષમા કરો, મ્હારે ધનની ઇચ્છા નથી. હું બ્રાહ્મણપુત્રી છું ને મ્હારું પ્રતિપાલન કરવું એ આપનો કુલધર્મ છે."

સત્ય:-"મહારાજ ! આપ શ્રી રામચન્દ્રજીના વંશના છો, આપને ઉચિત છે કે પોતાનો પ્રાણ પર્યંત દઇને બ્રાહ્મણ કન્યાના જાતિ અને સતીત્વની રક્ષા કરવી. તે તો ક્યાંઇ રહ્યું પણ આપ પોતેજ સતીત્વ નાશ કરવા આવ્યા છો ? આપને શરમ નથી આવતી ? છિઃ ! આપને ધિક્કાર છે, આપના આશયને હજારવાર ધિક્કાર છે."

જયસિંહ ક્રોધી થઇ બોલ્યો; "દુરાત્મન્ ! રાજ્યદ્રોહી; ઉભો રહે. ત્હારી નીતિની શીખામણોની જરૂર નથી. હમણાંજ હું ત્હને બધું સમજાવું છું.!!"

સત્યશર્મા ક્રોધ પૂર્વક બોલ્યો; "મહારાજ ! આપ સેના સાથે મ્હારું જીવન સર્વસ્વ સુમતી હરણ કરવા આવ્યા છો; પરંતુ જ્યાં સુધી મ્હારા શરીરમાં એક બિન્દુ પણ લોહી છે, જ્યાં સુધી મ્હારા હાથમાં તલવાર છે ને જ્યાં સુધી આ દેહમાં જરા પણ પ્રાણવાયુ છે; ત્યાં સુધી આપનું સામર્થ્ય નથી કે આપ મ્હારા હૃદયમણિને હાથ અડાડી શકો."

જયસિંહ બોલ્યો; "ઠીક જોઇએ છિયે, ત્હારું પરાક્રમ; "આટલું

બોલી તેણે રહિમનને કહ્યું. "રહિમન્! આ દુરાચારીને બાંધી પાદશાહ પાસે લઇ ચાલો અને સુમતીને બાંધી શાહબાગમાં મોકલો."

રહિમન્ સત્યને બાંધવાનો ઉદ્યોગ કરવા માંડયો ત્યાં સત્ય બોલ્યો; "ખબરદાર! મ્હને હાથ અડાડીશ માં" આ તરફ જુએ છે તો જયસિંહે સુમતીની કમરમાં હાથ નાખ્યો છે અને તેને પોતાની તરફ ખેંચે છે તિરતજ સત્યે ગર્જના કરી અને કૂદી પોતાની તરવાર જયસિંહના જમણા હાથમાં લગાવી; "ને મહાનાદે બોલ્યો;" દુરાચારી! નરાધમ! મ્હારી સન્મુખ મ્હારી સ્ત્રીને હાથ લગાડે છે?" તલવાર જયસિંહના જમણા હાથમાં ઘણી બેઠી ધખધખાટ કરતી લોહીની ધારા વહેવા લગી; જે જોઇ "મારો મારો" નો અવાજ કરી સૈનિકો સત્ય ઉપર તૂટયા ને તેને પકડી લીધો.

જયસિંહ ડાબા હાથથી પોતાની તલવાર ખેંચી બોલ્યો; "યવનાધમ! હવે ત્હારો બચાવ થવાનો નથી." સત્યના શિરમાં તલવાર મારવા જાય છે ત્યાં સુમતી રૂદન કરવા લાગી અને બોલી; "મહારાજ! હું આપને ચરણે પડું છું. કૃપા કરી આપ મ્હને સ્વામીરત્નની ભિક્ષા આપો." આ ન સાંભળતાં જયસિંહ ઘા કરવા જાય છે ત્યાં પેલી:—

અવગુણ્ઠનવતી સ્ત્રી તલવાર ઝાલી રહી બોલી; "મહારાજ! હું પ્રાર્થના કરૂંછું કે આ સમયે એનો પ્રાણ લેશો નહિ." આ વચનથી જયસિંહે તલવાર પાછી મ્યાનમાં નાંખી પણ સત્યને જોરથી લાત મારી.

સત્ય અત્યન્ત દુઃખિત થઈ બોલ્યો. "હે બ્રહ્મણ્યદેવ! આ સમયે આપ ક્યાં બિરાજોછો?? કૃપાકરી આ હતભાગ્યની વ્હારેધાઓ. આ નીચ દુરાચારીને ભસ્મ કરો. શું આપ હજુસુધી આવ્યા નહિ?" આટલું કહી રોતાં રોતાં જયસિંહ પ્રતિ બોલ્યો." પામર! તું બ્રાહ્મણને લાત મારે છે!

જયસિંહ હસીને બોલ્યો; "તું જાતનો યવન છતાં સૂર્યવંશાવતંસ મ્હારી તિરસ્કારની વાત! લે તને ફળ ચખાડું. આટલું કરી તેણે તલવારનો ઘા કર્યો. જેથી સત્યની જંઘામાંથી લોહીની ધારા વહેવા લાગી સત્યે પેલી અવગુણ્ઠનવતી સ્ત્રીના સામું જોયું, તો તે પોતાનું આવરણ દૂરકરી સુમતીના સામું તાકી રહી હતી. સત્ય તેને જોઇ આશ્ચર્ય પામ્યો અને ઘાની પીડાથી મૂર્છિત થઇ ભોંયપર પડ્યો.

સુમતી, પોતાના જીવનધનને ભૂમિપર પડેલો જોઇ રોવા લાગી ને બોલી; "હાય આ શું થયું?" જંઘામાંથી નીકળતી લોહીની ધારા જોઇ વિકળ થઇ બોલી; "હાય! પ્રાણનાથનું રુધિર વહ્યું જાય છે." ફરી જય-

સિંહ પ્રતિ બોલી; " મહારાજ ! આપ આ બ્રહ્મહત્યાનું પાપ કરવાથી સ્ત્રી-હત્યાના પણ પાપ ભાગી થશો." ફરી સત્યનું શિર પોતાના ખોળામાં લઇ રડતાં રડતાં બોલી; " હાય ! નાથ ! હા હૃદયેશ ! હા પ્રાણેશ્વર ! એકવાર તો બોલો. તમ્હારી સુમતી તમ્હારા નામનું રટન કરી રહી છે તો એકવાર તો નેત્ર ઉઘાડી નિહાળોને નાથ ! આ દાસીને પણ આપની સાથે રાખો " આટલું બોલતાં તો તે મૂર્છિત થઇ પડી .

રહિમન્ બોલ્યો; " મહારાજ ! આપે આ શું કર્યું ? સ્ત્રીની હત્યાકરી ? "

જયસિંહ બોલ્યો; " નહિ, એને મૂર્છા આવી છે પણ તે ઠીક થયું, એને કેદખાનામાં ઉપાડી લ્યો."

રહિમન્ બોલ્યો; " આ દાસથી એ કામ થવાનું નથી "

જયસિંહ બોલ્યો; " શું મ્હારા હુકમનું અપમાન કરે છે ? "

રહિમનઃ-" જી ! આ આપની તલવાર લ્યો " એટલું બોલી તેણે જયસિંહના ચરણ પાસે તલવાર મૂકી રસ્તો પકડ્યો.

જયસિંહ બીજા સિપાઇઓને કહેવા લાગ્યો; " તમે આ સ્ત્રીને ઉઠાવી શાહબાગમાં લઇ જાઓ અને હકીમને બતાવી ત્હેને જાગૃતિમાં લાવો; હું હમણાંજ ત્યાં આવુંછું "

આ અવગુણ્ઠનવતી સ્ત્રી હસતી અને ગણગણતી ગણગણતી ત્યાંથી ચાલી; પરંતુ સત્યની સામું વારંવાર નિહાળતી હતી અને કાંઇ સંદેહ અને શોકના વિચારમાં તેનું મન હીંચતું હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી જણાતું હતું. પરંતુ તે ઉપર હવે બીજા કોઇનું ધ્યાન નહોતું. પશ્ચિમમાં અસ્તપામતી શશિકળાએ તેના સામું જોયું પણ તે નિરપેક્ષતાથીજ.

સૈનિક લોકો સુમતી અને સત્યને પકડી શાહબાગ ભણી ચાલ્યા. ક્ષણમાં તો આ સુમતીનું આનંદભવન, ઉજડ, લોહીથી રંગાયેલું અને ભયંકર થઇ રહ્યું. જંગલનું મંગલ અને મંગલનું જંગલ બનાવનાર હે પ્રભો! ત્હમારી લીલા અવર્ણ્ય છે !

—:o:—

## પ્રકરણ ચૌદમું.

### જુલમીનો જુલમ.

મુસલમાની શાહનશાહતના સમયમાં દિલ્લીની જાહોજલાલી જોવા લાયક હતી. અનેક શ્રીમંતજનોનાં સુંદર મકાનો તેમાં શોભી રહ્યાં

સખિ. એ વાત નહિ બને. તું મ્હને સખી નહિ ગણે તો હું ત્હારી પાસે આવીશ નહિ."

સુમતી બોલી: "નહિ સખિ! એમ તો નહિ થવા દઉં." એટલું બોલી તે પોતે લજવાઈ ગઈ.

રોશનઆરા પ્રસન્ન થઈ બોલી. "સખિ! મ્હને ત્હારા મુખનો 'સખિ' શબ્દ સાંભળી બહુ આનંદ થયો."

સુમતી બોલી; "સખિ! "હું તમ્હારા સ્નેહપાશમાં સદાકાળ બાંધેલી રહીશ."

રોશનઆરાએ પૂછ્યું; "સખિ! તું ત્હારા સ્વામીને બહુજ કેમ ચાહે છે?" આ સાંભળી સુમતી લજ્જિત થઇ અને કાંઇક મંદહાસ્ય કરી બોલી; "સખિ! સ્વામીના પ્રેમથી વધારે સુખદાયક વસ્તુ આ સંસારમાં બીજી શી છે?"

રોશનઆરા આશ્ચર્યથી બોલી; "સખિ! તું શું કહેછે? સ્વામીનો પ્રેમ શું એવી વસ્તુ છે?"

સુમતી ફરી હસીને બોલી; "સખિ! થોડા દિવસની ધીરજ રાખો તો તમે પણ જાણશો. તમારો વિવાહ થશે ત્યારે જાણશો કે પ્રેમ એ શી વસ્તુ છે ને પ્રણય કેવો બલવાન છે?"

રોશનઆરા:-"સખિ! તું વિરહદશામાં જે જે બોલતી હતી તે હું સંતાઇને સાંભળતી હતી; સખી ક્ષમા કરજે. ત્યારથી મ્હારો સ્નેહ ત્હારા ઉપર બમણો થયો છે. ત્હારું દુઃખ જોઇ મ્હને ઘણો ખેદ થાય છે."

એટલામાં એક દાસીએ આવીને રોશનઆરાને કહ્યું. "શાહજાદી! બેગમસાહેબ આપને ઉદય મહેલમાં બોલાવે છે; તો જલ્દી ચાલો."

રોશનઆરા:-"સખિ! જઇને જોઇ આવું કે શામાટે બોલાવે છે." એટલું બોલી રોશનઆરા અને દાસી ત્યાંથી ચાલ્યાં ગયાં. થોડીવારે આ સ્થળે શસ્ત્રાસ્ત્ર સજી એક પુરુષ આવ્યો. તેણે શરીરે દમામ દેખાડવા ખૂબ શણગારો પહેરેલા હતા; પરંતુ તેનું વદન જોતાંજ તે અહંકારી, દુરાચારી અને ઇન્દ્રિયપરાયણ હોય એમ ભાસ થતો હતો. આ ઔરંગજેબ છે એમ સુમતી, જોતાંવેંતજ સમજી ગઇ. એણે આગળ વધી સુમતીને કહ્યું.

ઔરંગજેબ:-"સુમતી બેગમ! મ્હને આશા છે કે આજે ત્હારી કૃપા મેળવ્યા સિવાય હું પાછો નહિ જાઉં. શાયદ! જો ત્હારું દિલ મ્હારા તરફ પ્રસન્ન હોય, ત્હારી મ્હારા ઉપર મહેરબાની હોય તો તને હું મ્હારી સઘળી બેગમોના ઉપર કાયમ કરું અને મ્હારી બધી બાદશાહતની ત્હને માલિક બ-

નાવું." આટલું બોલી તેણે સુમતીનો હાથ પકડવા પોતાનો હાથ લંબાવ્યો.

સુમતીઃ-" બાદશાહ સલામત ! કૃપા કરી મ્હને અડશો માં." હું આપને પગે લાગું છું, આપ મ્હને અભડાવશો માં." આટલું બોલી તે બેસી ગઇ. "અભડાવવા" નું વચન સાંભળતાં ઔરંગઝેબને મહાક્રોધ ચડ્યો ને ગુસ્સામાં બોલ્યો.

ઔરંગઝેબઃ-" રે ત્હારી તાકાત શી કે તું મ્હને તિરસ્કારની નજરે જુએ ? તું જાણતી નથી કે હું કોણ છું ? તને ભાન છે કે હું ચાહું તો આખી દુનિયાને જહાનમમાં નાંખવા શક્તિમાન છું ? અરે નીચ ! તું એક કાફરની—ક્ષુદ્ર બ્રાહ્મણની-છોકરી છતાં દિલ્લીના શાહન્શાહ ઔરંગઝેબની ભણી તિરસ્કારથી જુએ છે ? ક્યા મહમ્મદીની તાકાત છે કે ત્હારી આ કમબખ્ત વાત સાંભળી ગુસ્સે ન થાય ? કમજાત ! હમણાંજ ત્હને તેની શિક્ષા થશે."

સુમતી ઔરંગઝેબની ક્રોધમય વાણી સાંભળી મંદસ્વરે બોલી; " સમ્રાટવર ! આપ મ્હને શેનો ભય બતાવો છો, મ્હને મ્હારા જીવનનો જરા પણ ભય નથી જો આપ આ ક્ષણેજ મ્હને તલવારના ઘાથી પૂરી કરવા ચહાતા હો તો પણ લ્યો હું તૈયાર છું" એટલું કહી તેણે પોતાનું માથું નીચું નમાવ્યું.

ઔરંગઝેબ સુમતીની આ વાતથી વધારે કુપિત થયો ને કહેવા લાગ્યો; " અરે કમજાત ! હું ત્હને હમણાં મારતો નથી. પહેલાં હું ત્હારા કમબખ્ત ખાવિંદને અને ત્હારા બુઢ્ઢા બાપને ત્હારી નજરે કતલ કરીને જોઉં છું કે તેથી પણ તું સીધી થાય છે કે નહિ ?"

ઔરંગઝેબના મુખની આ ભયંકર વાત સાંભળી સુમતીનો પ્રાણ ઉડી ગયો. ભયથી તેનું શરીર કંપવા લાગ્યું. તે એકટશે પૃથ્વી તરફ જોઇ રહી. કમલ સરખાં નેત્રોમાંથી વૃષ્ટિની અખંડધારા નીકળવા લાગી અને ચરણ ઉપરની સાડી ભીંજાઇ ગઇ. અહા ! સુમતીની આ અવસ્થા જોઇ કોના હૃદયમાં દયાનો ઉદય ન થાય ? એવો કયો પાષાણ હૃદયી હશે કે જેનું હૃદય આ કોમલાંગી, લાવણ્યમયી દેવાંગનાનું રુદન દેખી પીગળી ન જાય ? રે ! પાષાણનું હૃદય હોત તો પણ પિગળી જાત પરંતુ ઔરંગઝેબનું હૃદય તો લોઢાનું હતું તેથી તેના મનમાં જરા પણ દુઃખનો સંચાર થયો નહિ. રે નિષ્ઠુર ઔરંગઝેબ ! તું પાદશાહ હોવાથી રૈયતનો પિતા છે. આ શું તું ત્હારા મોભાને છાજતું કામ કરેછે ? આવી સ્વરૂપવતી અબલા સતીને આ પ્રકારે કષ્ટ આપવામાં તને જરાપણ લજ્જા થતી નથી ? ધિક્ક છે

ત્હને ! ધિક્ક છે ત્હારી સત્તાને !! અને ધિક્કાર છે ત્હારા સામ્રાજ્યને !!!

સુમતી જેમ જેમ પિતા અને પતિની હત્યાની વાત વિચારવા લાગી તેમ તેમ તેનું હ્રદય ફાટી જવા લાગ્યું. છેલ્લો ઉપાય ધારી તે ઔરંગઝેબનાં ચરણોમાં દંડવત્ પડી બોલી; " સમ્રાટ્વર ! ક્ષમા કરો, એ બિચારા બ્રાહ્મણોએ આપનો શો અપરાધ કર્યો છે ? એ તો બિચારા નિર્દોષ છે તો એમનો વધ કરવાનું શામાટે વિચારોછો ? મ્હેં આપનો તિરસ્કાર કર્યો એમ લાગતું હોય તો મ્હને દંડ આપો. કેવલ મ્હારોજ પ્રાણ લેવો ઉચિત છે "

ઔરંગઝેબે સુમતીની વાત જરાપણ સાંભળી નહિ; પરંતુ ભૃકુટીવાંકી કરી કહેવા લાગ્યો. " સુમતી બેગમ ! ત્હને એક પહોરની ફુરસદ આપુંછું તેટલામાં ખૂબ ખ્યાલ કર; કે પાદશાહની મહોબ્બત મેળવી પોતાના ખાવિંદ અને પિતાને તેમને અમીર ઉમરાવને દરજ્જે ચઢાવી સુખી કરવાનું કામ ઉમદા છે કે શાહને નારાજ કરી પોતાની આંખો રૂબરૂ તેમની ગરદન કપાવવી બેહેતર છે ! તું ખૂબ યાદ રાખજે કે તું ત્હારા ધણી અને પિતાને છોડાવવા વારંવાર અરજ ગુજારે છે પણ હું ત્હેને કદિ છોડનાર નથી. અને ત્હારી મોહોબ્બત હાંસિલ નહિ થાય તો હજારો લોકોની રૂબરૂ ત્હેમને કતલ કરાવીશ. વળી ત્હારી પાકીજદામિની ( સતીપણું, પવિત્રતા ) હજારો લોકોની રૂબરૂ નીચ ગુલામ પાસે લૂટાવીશ. " આટલું બોલી તે રૂઆબબંધ ચાલ્યો ગયો. જતાં જતાં સુમતી તરફ વારંવાર પાછું વાળી જોતો હતો.

ઔરંગઝેબના ગયા પછી સુમતી રોતાં રોતાં કહેવા લાગી. " હાય ! હાય ! હવે હું શું કરું ? હા ! પ્રભુ ! અબળા બ્રાહ્મણ કન્યાનું સતીત્વરત્ન લૂંટાઇ જાય છે. આનાથી મરી જવું શ્રેષ્ઠ છે. પણ હાય ! મરવાથી પણ મ્હારા પૂજ્યપાદ જન્મદાતા પિતાશ્રીનો અને પ્રિય પતિનો બચાવ થવાનો નથી. અરેરે ! હવે મ્હારે શું કરવું ? મ્હને એકે આરો સૂઝતો નથી. " આટલું બોલી તે ઘુંટણભેર ભોંયે બેસી ગઇ અને બે હાથ અને માથું ભોંયે અડાડી બોલી; " માતા વસુન્ધરા ! ત્હમે હવે ફાટી જાઇ મ્હને માર્ગ આપો. દયાળુ માતા ! મ્હારું સર્વસ્વ નાશ થાય છે. મા ! મા ! હું ત્હારે શરણેછું. દુઃખિણી પુત્રીને તમ્હારા ઉદરમાં સમાવી રક્ષણ કરો. " વળી આંસુ લોઇ નાંખી ઉંચુ જોઇ બોલી; " હે ભયંકર યમરાજ ! ત્હમે આ સમયે ક્યાંછો? લોકો તમ્હારું ભીષણ સ્વરૂપ જોઇ ભયભીત થાય છે; પરંતુ હું આજે હસતાં હસતાં તમ્હારું દર્શન કરવા ઇચ્છુંછું. હે ભીષણમૂર્તે ! આપ દુઃખીજનોના બન્ધુછો. નિરાશ્રયીના આશ્રય છો. પ્રભો ! ત્હમે આ સમયે ક્યાંછો ? આ અબળાની બ્હારે ધાઓ ! વિલમ્બ ન કરો. આવો શીઘ્ર આવો. હવે સમય

નથી, અહીં હમણાંજ એ દુર્વૃત્ત યવનાધમ આવી પહોંચશે. હે કૃપામય કૃતાન્ત! તમે હવે આ પાપી જગતનો પ્રલયકાલ શામાટે લાવતા નથી? હે અગ્નિદેવ! કૃપામય બની આપ હવે આ ભૂમિ ઉપર ધખધખતા અંગારાનો વર્ષાદ વરસાવો; અને અમોને બાળી ભસ્મસાત્ કરો. હે સૂર્યનારાયણ! તમે હવે અંધકાર વરસાવી આ પાપી પૂતળાંનો નાશ કરો. માતા મહિષાસુરમર્દની! આ ગરીબ બ્રાહ્મણ કન્યાની વ્હારે ધાઓ. મા! મા! હું તમારે ખોળે છું, મ્હારે હવે કોઇનો આધાર નથી. મા! મા! મ્હને આપના શરણમાં લ્યો.” આટલું બોલતાં બોલતાં સુમતી બેભાન થઇ ભોંયે ઢળી પડી.

—:૦:—

# પ્રકરણ પંદરમું.

## ભલાંની ભલાઇ ને જાત ત્યાં ભાત.

રોશનઆરા સુમતીવાળા મહેલમાંથી નીકળી એક ભવ્ય મહેલમાં—ઉદય મહેલમાં—આવી પહોંચી. આ ભવ્યમહેલમાં એક ભવ્યકાન્તિની સુંદરી એક પલંગ ઉપર બેઠેલી હતી. તેણે પોતાના તપ્ત કાંચન વર્ણના કોમલ શરીર ઉપર શ્વેતરંગી રેશમી સાડી પહેરી હતી. આ સુંદરીનું ગૌરભવ્ય લલાટ તેનામાં વિરાજી રહેલી ભવ્ય પવિત્રતા, સહૃદયતા અને એવા એવા અનેક ગુણોની પ્રતીતિ કરાવતું હતું. જાણે પવિત્રતાની દેવીજ સાક્ષત્ સ્વરૂપ ધારી બેઠી હોય; મહાકવિ બાણની મહાશ્વેતાજ અહીં આવી વિરાજી હોય એમ આપણને ભાસ કરાવે એવું એનું અનુપમ સૌંદર્ય હતું. તેની લલાટ ચન્દ્રદ્યુતિમાં કદિ કદિ રેખાત્રય ઉંચી ચઢતી હતી ને કદિ નીચી ઉતરતી હતી. એ ઉપરથી આ સુંદરી ચિંતામગ્ન હોય એમ ભાસતું હતું. તેના વદન કમલે ઘણા સમયથી મધુરહાસ્ય ત્યજ્યું હતું. આ સુંદરી કોણ હશે? વળી આવી પવિત્રતાની મૂર્તિને શું દુ:ખ હશે?

રોશનઆરાએ તેની પાસે જઇ પ્રણામ કર્યા અને બોલી; “માતાજી! આ પુત્રીને શી આજ્ઞા છે?”

ભવ્યતા અને પવિત્રતાની મૂર્તિમતી સુંદરી બોલી; “આવો બેટી! અહીં બેસો.” એટલું બોલી તેણે રોશનઆરાને પોતાના પડખામાં બેસવાની જગા બતાવી. વળી સ્નેહપૂર્વક તેનું મુખચુંબન કરી બોલી; “બેટી! તું

ક્યાં હતી ?" "તું સુમતી પાસે ગઈ હતી ? તે શું પહેલાંની પેઠે હજુ પણ રડયાજ કરે છે કે શું ?"

રોશનઆરા ગદ્‌ગદ કંઠે બોલી; "હા મા ! એ હજુપણ રડયાજ કરેછે."

પ્રિયવાચક ! આપ આ રોશનઆરાની માતાને ઓળખી ગયા હશો. એ ઔરંગઝેબ પાદશાહની બેગમ ઉદયપુરીછે. આ ઉદયપુરી બેગમનું જરા વધારે ઓળખાણ આપવું ઉચિત છે. ઉદેપુરના એક ભાયાત રાજાની એ પુત્રી છે. એનો વિવાહ પ્રથમ રાજકુમાર નાહરસિંહ સાથે થવાનો હતો. પરંતુ મહાન અકબરે પાડેલા ધારા પ્રમાણે આ કન્યાનું ઔરંગઝેબે માગું મોકલ્યું અને કન્યાના પિતાએ કન્યાની અનિચ્છા છતાં તેને આ યવનભવનમાં મોકલી દીધી. રોશનઆરાની માતા પણ એક હિંદુરાજાની પુત્રી હતી. અને તે કેટલાંક વર્ષ થયાં સ્વર્ગવાસી થઇ હતી. રોશનઆરાની માતા અને આ ઉદયપુરી બંનેમાં બહુ સ્નેહ હતો. અને એને લીધે ઉદયપુરીનો રોશનઆરા ઉપર બહુ સ્નેહ હતો. રોશનઆરા પણ ઉદયપુરીને પોતાની સગીમાતા સમાનજ ગણતી હતી. આ મુસલમાન સમ્રાટના ઘરમાં બીજી બેગમોનો પણ કાંઈ પાર નહોતો. પરંતુ સૌંદર્યમાં, સદ્‌ગુણોમાં અને પવિત્રતામાં ઉદયપુરી સર્વોત્તમ હતી. પરંતુ આ પ્રપંચી, અધર્મી, વિષયપરાયણ ઔરંગઝેબ તેની સર્વોત્તમતાની બૂજ કરી શકે તેમ નહોતું. આથી આ બેગમ સદા ઉદાસ રહેતી. તેનું મન સદા અગાધકષ્ટમાં ડૂબ્યું રહેતું. છતાં પરમાર્થ કાર્યમાં તે સદા ઉત્સાહી રહેતી. કોઇના મુખથી દુઃખનું વૃત્તાન્ત સાંભળતી તો તેનું [1]હૃદયાંચલ અશ્રુધારાથી ભીંજાઈ જતું. સુમતીના ઉપર પડેલી આપત્તિ તેણે સાંભળી હતી, અને પોતાનો દુષ્ટ સ્વામી વિષયલંપટતામાં હજી તેને વધારે પીડશે એમ તેને પ્રતીતિ હતી. પરંતુ બ્રાહ્મણ કન્યાનું રક્ષણ કરવું એ પોતાનું કર્ત્તવ્ય સમજી તેનો ઉદ્ધાર કરવાનું પોતે ધાર્યું હતું, આથી તે બોલી.

ઉદયપુરીઃ– "રોશન ! આજે હું સુમતીનો ઉદ્ધાર કરવા ચાહું છું. એનું કષ્ટ હવે મ્હારાથી જોયું જતું નથી. તો બેટી, તું જા; અને તેને કહે કે હવે તું રોઇશમાં. મ્હારા નશીબમાં જે લખ્યું હશે તે થશે, પરંતુ એને તો આજે હું અવશ્ય મુક્ત કરીશ."

રોશનઆરા આનન્દિત થઈ બોલી; "મા ! મા ! આ માંગલિક સમાચાર હું સુમતીને કહેવા જાઉં ?"

ઉદયપુરી બોલી; "હા બેટી જાઓ; હું પણ હમણાંજ ત્યાં આવુંછું."

આ સાંભળી આનન્દમાં આવેલી સરલહૃદયી બાળા રોશનઆરા સુ-

---

૧ હૃદયાંચળ=હૃદય ઉપરનું લૂગડું.

મતીના મહેલમાં ગઇ. અને ત્યાં જઇ જુએ છે તો બિચારી સુમતી એક-લી મૂર્છિત થઇ પડી હતી. પ્રિયવાચકો ગયા પ્રકરણમાં સુમતી શાથી મૂર્છિત થઈ હતી તે જાણે છે. પરંતુ પાદશાહ પુત્રીના સમજવામાં આ મૂર્છિત થવાનું કારણ આવ્યું નહીં. ગાભરી ગાભરી રોશનઆરા પંખાથી પવન નાંખવા મંડી ગઇ. કેટલીકવારે સુમતી જાગ્રત થઇ અને જુએ છે તો રોશનઆરાને પોતાની પાસે બેઠેલી અને પોતાને પવન નાંખતી જોઈ. આથી સુમતીના મુખ ઉપર ઉપકારની કૃતજ્ઞતાની છાયા દેખાઇ. પરંતુ ક્ષણમાં તો તે છાયાને ઉદાસીએ દબાવી દીધી, ને સુમતીનાં નયનોમાંથી પ્રબલવેગે અશ્રુધારા વહેવા લાગી. હૈયું ભરાઇ ગયું અને હુસકાંથી અવાજ રુંધાઇ ગયો. હુસકાં ભરતાં ભરતાં નિરાધાર ગરીબ બ્રાહ્મણની બાલિકા ચત્તીપાટ પડી ગઇ. બેશુદ્ધ થઇ હોય, જડ થઇ હોય કે મરીજ ગઇ હોય તેમ તેનું શરીર જડ બની ગયું. આથી આશ્ચર્ય પામી રોશનઆરા તેના શરીર ઉપર પોતાનો મૃ-દુકર ફેરવવા લાગી. અને મુખેથી આશ્વાસન દેતાં બોલી; "સુમતી! સુમ-તી! વ્હાલી સખી સુમતી! આમ શું કરે છે? જરા બોલ તો ખરી. મ્હારી સામું તો જો. ત્હને શું થાય છે, તે કહે તો ખરી. મ્હારા સોગંદ જો મ્હા-રાથી જૂદાઇ રાખે તો." હૃદયમાં ભરાયેલો ગભરામણનો ડચુરો થોડીવારે દૂર થયો. અશ્રુપાત થતાં દુઃખ ભાર પણ જરા ઓછો થયો અને સુમતી ઉઠી બેઠી થઇ. અને પાદશાહ પુત્રીનો હાથ પોતાના હાથમાં લઇ બોલી. "પાદશાહ પુત્રિ! આપ મ્હને શું પૂછોછો? મ્હારું સર્વસ્વ નાશ થવા બે-ઠું છે. થોડીવારમાં કાંતો પિતા અને પતિનાં મૃત્યુ આ દુર્ભાગી નેત્રોએ જોવાં પડશે કે કાંતો ચિરકાલ માટે કલંકની પોટલી શિરે ચોંટશે. સખિ! ત્હમે દયા કરી આ ક્ષુદ્ર બ્રાહ્મણ કન્યા સાથે સ્નેહ બાંધ્યો છે તો આજે ત્હમારી પાસે તમ્હારી દુઃખિની સાખ એક ભિક્ષા માગે છે. આપ આપશો કે નહિ?"

રોશનઆરાઃ—"સખિ એ તું શું કહે છે? ત્હારું કહ્યું નહિ કરું તો ફરી કોનું કહ્યું કરવાનું છે? મ્હારા સમ દઇ કહુંછું કે ત્હારે શું જોઇએ છિયે, તે તું બેલાશક માગીલે."

સુમતીઃ—"પ્રિયસખિ! તમ્હારા સિવાય આ સંસારમાં મ્હારું કોઈ સહાયક નથી. તો સખિ! મ્હને થોડું વિષ લાવી આપશો? તે પીવાથી મ્હારાં અસહ્ય દુઃખો ક્ષણવારમાં મટી જશે." બોલતાં બોલતાં સુમતીનાં નયનો ફરી જળથી છવાઇ ગયાં.

રોશનઆરા પોતાની ઓઢણીથી સુમતીનાં આંસુ લૂછતાં બોલી; સખિ!

હવે તું રોઇશમાં. હવે ત્હારે વિષનો ખપ પડવાનો નથી. જનની ઉદયપૂરીની કૃપાથી તું હમણાંજ અહીંથી મુક્ત થઇશ. અને તને મુક્ત કરવા માતા ઉદયપુરી હમણાંજ જાતેજ પધારવાનાં છે." આ સાંભળતાં સુમતીના હૃદયમાં અમૃત રેડાયું. આખું શરીર આનંદમાં પુલકિત થયું અને આનંદનો ઉદ્દગાર કાઢનારો કંઠ હર્ષથી રૂંધાઇ ગયો. એટલામાં તો સૌંદર્યમૂર્તિ ઉદયપુરી ત્યાં આવી પહોંચી. તેને જોતાંજ બંને જણુ સાદર ઉઠી ઉભાં થયાં.

ઉદયપુરી મધુર સ્વરે બોલી; "સુમતી! રોશન! આવો બેટા, મ્હારી પાસે બેસો; ને મ્હને આનંદ આપો;" એમ કહેતાં કહેતાં એક સુંદર પલંગ ઉપર તે બેઠી. જમણી બાજુએ રોશનઆરા અને ડાબી બાજુ સુમતી બેઠાં. વળી તે ફરી બોલી; "સુમતી! આ મ્હારી વીંટી હું તને આપુંછું તે તું તારી પાસે રાખ જો કોઇ તને રોકે તો આ વીંટીમાં મ્હારા નામાક્ષરો છે તે દેખાડજે એટલે તને કોઇ રોકશે નહિ. તું શીઘ્રે ત્હારા પિતાને લઇ આ દેશનો ત્યાગ કરી રાજાધિરાજ રાજસિંહને શરણે જજે. તેમને કહેજે કે હવે હિન્દુઓને યવનોથી દુઃખની સીમા નથી. આપ હિન્દુઓમાં સૂર્યરૂપછો. આપના તેજ વીના પીડારૂપી અંધકાર ટળવાનો અન્ય ઉપાય નથી. હવે વધારે પ્રમાદ રાખવો નુકસાન કર્ત્તા છે."

સુમતી ઉપકારવશ થઇ હર્ષાશ્રુભરી ગદગદ સ્વરે બોલી; "દયાળુરાજ્ઞિ! આ ભિક્ષુક બ્રાહ્મણ કન્યા આપના અનંત ઉપકારનો બદલો શીરીતે વાળી શકવાની છે? પરંતુ પ્રભુપાસે મ્હારી પ્રાર્થના છે કે પ્રભુ આપનું કલ્યાણ કરે."

ઉદયપુરી બોલી; "સુમતી! મ્હેં મ્હારા કર્તવ્ય સિવાય વધારે કાંઇ કર્યું નથી. સુમતી! ઇશ્વર ત્હારું રક્ષણ કરો" આટલું બોલી ઉદયપુરી ત્યાંથી પોતાને મહેલ ચાલી.

ઉદયપુરી ગયા પછી રોશનઆરા બોલી. "સુમતી! તું જરા ઉભી રહે, હું હમણાંજ આવુંછું." આટલું બોલી તે તરત પાસેના પોતાના ઓરડામાં ગઇ, અને એક નાની પેટી લઇ આવી. અને પેટી ખોલી બોલી. "સુમતી! કોણ જાણે રસ્તામાં શાં શાં વિઘ્નો નહિ આવે? માટે આ પુરુષ પોષાકનાં કપડાં પહેરીલે. આથી ત્હને વિપત્તિ આવવાનો સંભવ નથી." આટલું કહ્યા પછી તેણે સુમતીને પુરુષ વેષ ધરાવી દીધો.

સુમતી બોલી:-"સખિ! જો તમ્હારા પિતા જાણશે કે તમારી સહાયતાથી સુમતી નાશીગઇ છે તો આ ભિખારીણી સુમતીને માટે તમને દુઃખ થઇ પડશે. તો મ્હને લાગે છે કે મ્હારું જે થવાનું હોય તે ભલે થાય પણ મ્હારે માટે આપને દુઃખી કરવાનું મને ઠીક લાગતું નથી."

રોશનઆરા બોલી; " સખિ ! તું એવો શોચ વિચાર કરીશમાં. પિતાજી અમને કાંઈ પણ કરી શકશે નહિ; અને કરશે તો પણ કાંઇ ચિંતા નહિ. પરંતુ જો તું નહિ નાશે તો અમને અધિક કષ્ટ થશે. ત્હમારી મહાયંત્રણા આ નિર્ભાગી આંખોથી અમારે જોવી પડશે " બોલતાં બોલતાં તેનાં નેત્રો આંસુથી ભિંજાઇ ગયાં.

સુમતી રોશનઆરાનો હાથ ઝાલી; બોલી "સખિ ! પરવશ હોવાથી મ્હારે અહીંથી નાસવું પડે છે. જો નહિ નાસું તો મહાઆપત્તિમાં આવી પડું તેમ છું; પરંતુ સખિ ! આ જન્મમાં તમ્હારો આભાર તો આ દાસી ભૂલી શકે તેમ નથી. "

રોશનઆરા:–"સખિ ! એ વાત જવા દે. જો તો ખરી, આ અરીસામાં ત્હારો પુરુષ વેષ કેવો સુંદર દેખાય છે ? જાણે કોઇ નવીન વર પરણવા જતો હોય ! પણ સખિ ! આ અંગુઠી સંભાળથી સાચવજે; નહિતર કામ બગડી જશે, " રોશનઆરાએ જોયું તો સુમતી નીચું જોઇ રહી હતી તેનાં નેત્રોમાંથી વિયોગ થવાનો હોવાથી આંસુની ધારા ચાલી રહી હતી. તે ડુસકાં ભરતાં બોલી. " આવો સખિ ! એકવાર આ જન્મારામાં તમને પહેલું અને છેલ્લું આલિંગન કરી લઉં, " ગદગદ સ્વરે તેણે પોતાના બંને કર રોશનઆરાના ગળામાં નાંખ્યા અને વળી બોલી; સખિ ! ત્હમે આ ભિખારીણી બ્રાહ્મણ કન્યાને ગુણુથી ખરીદી લીધી છે. ત્હમારી પાસેથી જવાને મન જરાપણ માનતું નથી. તમારૂં નામ સંભારી આખો જન્મારો અશ્રુપાત કરીશ અને ઇશ્વરપાસે તમ્હારા મંગલની પ્રાર્થના કરીશ. હું ભિખારિણી, પાદશાહ પુત્રીને માટે વધારે શું કરી શકું ? સખિ ? આ દાસીનું કોઇ દિવસ સ્મરણ કરજો. જીવતી હોઇશ તો આપને એકવાર ફરી જરૂર મળીશ. "

રોશનઆરા બોલી; " સખિ ! ત્હને સુખી જોતાં મ્હને સુખ થશે, ભલા મ્હને એકવાત સાંભરી. અને તે ત્હારે જરૂર માનવી પડશે. તેમાં આનાકાની કરવાથી ચાલવાનું નથી. ત્હારે આ દેશ છોડી પરદેશ તરફ ભાગવું પડશે, ત્યારે રસ્તામાં દ્રવ્યનો ખપ જરૂર પડશે. એ માટે આ ત્રીશ મ્હોરો ત્હારી પાસે રાખ " એટલું કહી તેણે સુમતીના હાથમાં ત્રીશ મ્હોરો મૂકી.

સુમતી બોલી, " નહિ સખિ ! એ પીડા શામાટે સાથે જોઇએ ? " એટલું બોલી તે રોશનઆરા સામું એકી નજરે જોઇ રહી.

રોશનઆરા બોલી; સખિ ! હવે વિલંબ કરવાનો સમય નથી. હમણાં તો તે તારી પાસે રાખ, વળી ત્હને મળે ને આપણે ફરી મળિયે ત્યારે વળી પાછી આપી દેજે. હવે ઝટ જઇએ નહિતર વળી પીડા થશે. " આટલું કહી સુમતીનો હાથ ઝાલી રોશનઆરા ત્યાંથી બહાર નીકળી.

---

# પ્રકરણ સોળમું.

## અનીતિનો મેળો ને પાપનો પુંજ.

સુમતીના ભવનમાંથી નીકળી ઔરંગઝેબ પોતાના વ્હાલામાં વ્હાલા રમણીય રાજબાગ તરફ ચાલ્યો. આજે એનું મન આનંદમગ્ન જણાય છે. એનું કારણ એકે આજે ત્યાં ખુશરોજનો મેળો ભરાવાનો છે. આજે ત્યાં વિવિધ શણગારો સજી અનેક સુંદરિયો મેળો શોભાવવા આવવાની છે. વિશાળબાગ બધો રંગબેરંગી વસ્ત્રો પહેરી ઘુમતી સ્ત્રિયોથી ખીચોખીચ ભરાઈ જવાનો છે. મહાકોલાહલે અને સુંદરીઓના સંગીતનાદે આજે આખો બાગ નાદમય થઇ જવાનો છે. પ્રિયવાચક ! ત્હારે આ મેળો જોવાની અભિલાષા છે ? જો મેળો જોવાની અભિલાષા હોય તો ત્હારી અભિલાષાને તું અંકુશમાં રાખ્ય. તું પુરુષ હોવાથી ત્હને મેળો જોવા જવા ઔરંગઝેબની રજા નથી. અને મ્હારી પણ ત્હને ત્યાં જોવા મોકલવાની ઇચ્છા નથી. ત્હારે મેળો જોવાની ઇચ્છા હશે તો ત્હને હું એક અતિભવ્ય મેળો હવે પછી બતાવીશ; પણ આ મેળો જોવા ન જા; એમ મ્હારી વિનંતી છે. એનું કારણ પૂછતો હોય તો સાંભળ આ મેળો એ મેળો નથી; પરંતુ એ પ્રતાપી અકબરશાહનું મ્હોટામાં મ્હોટું કલંક છે, યવનનું દાસત્વ સ્વીકારી નિસ્તેજ થયેલા રજપુતોનું મ્હોટું બદનામ છે, અને મુગલાઈ પાદશાહીનું અને ઔરંગઝેબ જેવા વિષય લંપટ, ક્રુર પાદશાહોના દુરાચારનું, જૂલમનું અને વિષય લંપટતાનું આશ્રય સ્થાન છે. આ મેળામાં દિલ્લીની પાદશાહી તળેના ન્હાના મ્હોટા તમામ ( હિંદુ કે મુસલમાન ) રાજાઓ, સુબાઓ, અમીરો ને સદગૃહસ્થોપોતાની યુવાન સ્ત્રિયો, બહેનો અને પુત્રિયોને મોકલે એવો કાયદો હતો. આ ખુશરોજને દિવસે અનેક સતિયોનાં સતીત્વ નષ્ટ થતાં; અનેક સતિયો દેહને બોજારૂપ સમજી આ દિવસે આત્મઘાત કરતી; અને સેંકડો રજપુતો તથા સેંકડો પુનિત્રકુળો આ દિવસે સદાકાળને માટે કલંકિત થતાં. આ મેળાનો આરંભ કરનાર અકબર પાદશાહ હતો અને એણે અનેક રાજપુત્રિયોનું સતીત્વ નષ્ટ કર્યું હતું. આ ખુશરોજનો દિવસ એજ કે જ્યારે અકબરે લાલબા પ્રતિ બલાત્કાર કરવા માંડયો ત્યારે એ વીરનારીએ સિંહણની પેઠે ગર્જના કરી અને દિલ્લીના શાહનશાહની ગરદન ઝાલી તેને ભૂમિ ઉપર નાંખ્યો. અને પોતાના ચોટલામાંથી છરો કાઢી, ગોઠણ ભરાવી પાદશાહની છાતી

ઉપર ચડી બેઠી. અને મરણુ શરણુ થયેલા અકબરને હવેથી ખુશરોજનો મેળો ન ભરવાની પ્રતિજ્ઞા કરાવી. અકબર શાણો અને વિચારવંત હોવાથી તેણે મેળો ન ભરવાની પ્રતિજ્ઞા અંત સુધી પાળી હતી; પરંતુ તેનો પ્રપૌત્ર ઔરંગજેબ તે પ્રતિજ્ઞા પાળે તેમ નહોતું. એણે તો ગાદી બેઠા પછી તરતજ આ મેળો ભરવાની શરૂઆત કરી હતી. અને હજારો રમણીઓનાં સતીત્વ બલાત્કારે નષ્ટ કર્યા હતાં. પ્રિયવાચક ! ઔરંગજેબની કલંકિત કહાણીનું વર્ણન શું કરવું ? એણે હિંદુનાં મંદિરો તોડી તોડી મહમ્મુદ ગીજનવીનું; હિંદુઓના મ્હોંમાં થુકી, તિલક ભુંસાવી ક્રૂર મહમ્મુદ કાસીમનું; બ્રાહ્મણોની જનોઈ તોડી, શીરે જૂતિયાંનો તાજ બનાવી અલ્લાઉદ્દીનનું; હિંદુ ધર્મશાસ્ત્રોને ફાડી, બાળી સિંકદરલોદીનું; ધનવાનો પાસેથી ધન લૂટી, મહાન નગરોને પાયમાલ કરી તૈમુરલિંગનું; અને હિંદુઓને તમામ રીતે પાયમાલ કરવામાં આખી કલંકિત મુગલાઇ પાદશાહીનું; વિસ્મરણ કરાવ્યું હતું. પૂજ્યપિતાને, વડીલ ભ્રાત દારાને અને અન્ય બંધુઓને કેદખાનામાં પૂરનાર, મુરાદ સુલેમાન આદિ ભાઇ ભત્રીજાને વિષ આપનાર અને સમગ્ર સ્નેહી કુટુંબને પાયમાલ કરનાર ઔરંગઝેબને કોણ નથી પિછાનતું ? અમે તેનાં કલંકોને શું પ્રસિદ્ધ કરીશું. "બ્હોત ચુંવા મારી અબ બિલ્લી પાટ બેઠી હૈ; "શિવાજી ન હોત તો શુન્નત હોત સબકી ?" ઇત્યાદિ મહાકવિ ભૂખણુનાં વચનો ઔરંગઝેબનાં કલંકો પ્રગટ કરનારાં વિદ્યમાનજ છે. પરંતુ પ્રિયવાચક ! એ વાતો જવાદો. એ વાતોનું સ્મરણુ થતાં પણ આપણુને પીડા થાય તેમ છે. આપણે આ આપણો ચાલતો પ્રસંગજ જોઇએ. આનંદ મગ્ન થતો ઔરંગઝેબ રાજબાગમાં ગયો. અને ચોકીદારોની સલામો ઝીલતો તેમાં સત્વર દાખલ થયો.

રાજબાગમાં અત્યારે ઘણો ખરો મેળો તો ભરાઇ ગયો હતો. કેટલીક કુલટાઓ પાદશાહને એકટશે નિહાળવા લાગી. કેટલીક મલીનભાવથી કટાક્ષ આક્ષેપ કરવા લાગી. અને પોતાના ઉપર પાદશાહનો દૃષ્ટિપાત થાય તો ધન્યભાગ્ય માનવા લાગી. કેટલીક કુળબોળુઓ પાદશાહને મોહિત કરવા ઝીણા સ્વરે ગાવા લાગી અને તેનો સ્પર્શ થાય તો પોતાનું જીવતર સફળ થયું સમજવા લાગી. કેટલીક વેશ્યાઓ ઉભી થઇ, સારંગી, સિતાર અને મૃદંગના વાજીંત્ર સાથે કામોત્તેજક પદો ગાઈ નાચવા લાગી અને નાચતાં નાચતાં ખસી જતાં વસ્ત્રોને વધારે ખસેડી નિર્લજ્જપણે અંગ ભાગો દર્શાવવા લાગી. અને કેટલીક કુલાંગનાઓ કે જે પોતાની અનિચ્છા છતાં નિર્માલ્ય પતિ વા પિતાના બળાત્કારે ત્યાં આવી હતી તે ભયભીત બની ધ્રૂજવા

# પ્રકરણ સત્તરમું.

## કામથી ક્રોધ, ક્રોધથી બુદ્ધિનાશ
## અને
## બુદ્ધિનાશથી આત્મનાશ.

રાજબાગમાં યથેચ્છ વિહાર કર્યા છતાં વિષય લાલસાથી તરસ્યો ઇન્દ્રિયપરાયણ પામર ઔરંગઝેબ સુમતીવાળા વિલાસભવનમાં આવ્યો; અને "સુમતી બેગમ! સુમતી બેગમ! એ સુમતી બેગમ! ક્યાં ગઇ સુમતી બેગમ?" એમ પુકારવા લાગ્યો. વળી ચારે તરફ ભમી બોલ્યો; "ઓરડામાં ચારે તરફે રોશની તો જળહળી રહેલી છે પરંતુ પ્રિયે સુમતી! ત્હારા સિવાય મ્હારા દિલમાં ઉજાસ નથી. સુમતી! સુમતી! રહેમ લાવી જરા બોલ તો ખરી!" આમ લવારો કરવા લાગ્યો. છેવટે આ ભ્રમિતશાહને ખાત્રી થઈ કે આ ઓરડામાં સુમતી નથી જ; ત્યારે તેણે જોરથી હાક મારી. "અરે! બહાર કોણ છે?"

અવાજ નીકળતાંજ એક બદશિકલ ખોજો અંદર આવ્યો; અને હાથ જોડી ઘુંટણીએ પડી બોલ્યો; "હાજિર જહાઁપનાહ! શું ફરમાન છે?"

ઔરંગઝેબ બોલ્યો; "નહોબતજંગ! સુમતી બેગમ અહીંથી ક્યાં ગઇ?"

"જહાઁપનાહ! ગુલામની તકસીર માફ કરો, હું વધારે કાંઇ જાણતો નથી પણ એટલું જાણુંછું કે ખાસ, ઉદયપુરી બેગમ અને શાહજાદી રોશનઆરાબીબી આ ઓરડામાં આવી થોડીવાર બેઠાં હતાં." ખોજો જમીનપર માથું ઝૂકાવીને બોલ્યો.

"શું ઉદેપુરી બેગમ અને રોશનઆરા અહીં આવ્યાં હતાં?" બાદશાહ વિસ્મય, પામતાં પામતાં બોલ્યો.

પાદશાહના કદમપર શિર મૂકી ખોજો બેવાર "હાં ખુદાવિંદ," એમ બોલ્યો.

"ઠીક, તું જા અને રોશનઆરાને અહીં બોલાવી લાવ."

"ખુદાવિંદનો જેવો હુકમ" એમ બોલી ખોજો તેડવા જાયછે ત્યાં તો રોશનઆરાને સામીજ આવતાં જોઇ પાદશાહ સામું જોઇ બોલ્યો; "જહાઁપનાહ! ખુદાવિંદ શાહજાદી સાહેબજ જાતે હજુરમાં પધારે છે."

ઔરંગઝેબ બોલ્યો; "ઠીક. ત્હારે બહાર નીકળી જવાની જરૂર નથી."

"ખુદાવિંદનું જેવું ફરમાન." એમ બોલી નહોબતજંગ એક તરફ ઉભો રહ્યો. તેના બંને હાથ તો તેણે જોડેલા રાખ્યા.

એટલામાં રોશનઆરા મહેલમાં આવી અને પિતાને દેખી લાડઘેલી બાલિકા હસતી હસતી તેના પડખામાં બેઠી; અને પિતાનો હાથ ઝાલી બોલી; બાપા! બાપા! તમે આજે ઉદાસમાં કેમ છો?"

ઔરંગઝેબે પૂછ્યું; "બેટી! સુમતી ક્યાં છે?"

રોશન બોલી; "બાપા! માફ કરો, મ્હેં તો એને છોડી મૂકી છે."

ઔરંગઝેબ કાંઈક ક્રોધી થઇ બોલ્યો; "શું સુમતીને છોડી મૂકી? અરે! કોના હુકમથી ત્હેં આવું કામ કર્યું?"

રોશનઆરા પિતાને ક્રોધી જોતાં એકટશે નીચે જોઇ રહી. તેણે પિતાને કાંઇ ઉત્તર આપ્યો નહિ. આથી ઔરંગઝેબને બમણો ક્રોધ ચડ્યો. તેનાં નેત્રો લાલચોળ થયાં; અને કુંભારના ચાકડા પેઠે આમ તેમ ફરવા લાગ્યાં, તે બોલ્યો.

"જલ્દી બોલ, ત્હેં કોના હુકમથી સુમતીને છોડી મૂકી?" વળી નહોબતજંગ તરફ જોઇ બોલ્યો. "હમણાંને હમણાં ચારેતરફ ફોજ મોકલો અને એને જ્યાં જુઓ ત્યાંથી પકડી લાવો. જો એ કમજાત કાફરોના કોઇ મંદિરમાં પેઠી હોય તો મંદિર તોડીને એને પકડી લાવો અને કોઇ મસજીદમાં પેઠી હોય તો ત્યાંથી પણ ઘસડી લાવો. વળી એક ચોપદારને મોકલી એના ખાવિંદ અને ડોસાને જલ્દી પકડી મંગાવો. જાઓ જાઓ. વાર ન કરો."

"જહાઁપનાહનો જેવો હુકમ" એટલું કહી નહોબતજંગ ત્યાંથી રવાના થયો. વળી ઔરંગઝેબ રોશનઆરા તરફ જોઇ બોલ્યો.

"કોના હુકમથી ત્હેં એને છોડી મૂકી તે જલ્દી બોલ."

"એમાં એનો કાંઇ દોષ નથી, મ્હારી આજ્ઞાથીજ રોશને એને છૂટી મૂકી છે." એમ બોલતાં બોલતાં ઉદયપુરી બેગમ આ ભવનમાં દાખલ થઇ.

ઉદયપુરીની વાત સાંભળતાં ઔરંગઝેબ બમણા ગુસ્સાથી સળગી ઉઠ્યો ને બોલ્યો; "બેગમ! ખૂબસુરત શોક્યની દાઝથી ત્હેં સુમતીને કાઢી મૂકી છે પણ તું ત્હારા દિલમાં શું સમજે છે? દિલ્લીનો પાદશાહ શું ત્હારા જેવી એક ઓરતનો ગુલામ થઈ રહેવાનો છે?"

ઉદયપુરી ધીરેથી હસી પરંતુ તે હાસ્યમાં તેનું હૃદયદુઃખ સ્પષ્ટ પ્રતીત થતું હતું. છતાં દુઃખભાવ છુપાવતી છુપાવતી બોલી. "પાદશાહ

સલામત ! દિલ્લીના પાદશાહને હું ગુલામ કરવા કદિ ચહાતી નથી; અને ચહાવાની નથી. હું તેમની સદા માટે ગુલામછું. આપ હજારો બેગમો કરો એમાં મ્હને જરાએ દુઃખ નથી. પરંતુ નિરાધાર ગરીબ બ્રાહ્મણ બાળકી ઉપર આવો જુલમ કરવો એ શું વાજબી છે ?”

ઔરંગઝેબ બોલ્યો; “બસ, ચૂપ રહે; એવી વાતોમાં જીકર કરવાની ત્હારે જરૂર નથી. ત્હારું મ્હોં આ વખત મ્હારાથી દૂર કર.”

ઉદયપુરીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં; અને તે બોલી. “તો હવે આપ ઉદયપુરીને ઉદયમહેલમાં નહિ જુઓ.” એટલું બોલી ઉદયપુરી ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી ઔરંગઝેબ રોશનને કહેવા લાગ્યો. “રોશન ! તું મહમ્મદીય ખાનદાન પુરુષથી પેદા થઈ છતાં કાફિરોને મદદ કરેછે ?”

રોશનઆરા બોલી; બાપા ! પવિત્ર હિન્દુઓને કાફરો કહી તિરસ્કાર ન કરો, આપ જેમ મહમ્મદ ધર્માવલંબીછો તેમ એ હિન્દુધર્માવલંબી છે. ગ્રાહે તે ધર્મ પાળતો હોય પણ તે અલ્લાતાલાને માનેછે; તો પછી તેના ઉપર દ્વેષ રાખવાથી શું લાભ ?”

ઔરંગઝેબની આંખમાં ફરી ઝેર ભરાયું ને તે બોલ્યો. “બસ; ચૂપ રહે. મ્હારે ત્હારી પાસેથી ધર્મની તાલિમ નથી જોઈતી. બાપનો હુકમ ન માનવો એ શું પુત્રીને વાજબી છે ?”

રોશનઆરા બોલી; “નહિ પિતાજી ! પુત્રી પિતાનો હુકમ ન માને એ મહાગેરવાજબી છે અને આપનો હુકમ હું કદિ ઓળંગતી પણ નથી; પરંતુ ધર્મ વિરુદ્ધ કાર્ય કરવું એ શું આપને ઉચિત છે ?” એટલું બોલી તે નીચું જોઈ રહી.

ઔરંગઝેબ બોલ્યો; “મ્હેં શું ધર્મવિરુદ્ધ કામ કર્યું છે ?”

રોશનઆરા બોલી; “આપ સુમતીના પિતા અને પતિનો નાશ કરી તેના ઉપર બલાત્કાર કરવા તૈયાર થયા એ શું ધર્મ્મવિરુદ્ધ નહિ ?”

ઔરંગઝેબ બોલ્યો; “તો તું શું કાફરોનો બચાવ કરી શકવાની છે?”

રોશનઆરા બોલી; “ખુદાતાલાની રહેમ હશે તો તેને કોઇ મારી શકનાર નથી.”

ઔરંગઝેબ મહાક્રોધી બન્યો ને બોલ્યો; “કમજાત ! તું મ્હારી રૂબરૂ બકબક જવાબ દેછે ? ત્હારું કાળું મોઢું મ્હારાથી દૂર લઇ જા; નહિતર.”

આટલું કહેતાં ઔરંગઝેબનો હાથ પોતાની કમ્મરે લટકતી તરવારની હીરે જડેલી મૂઠ ઉપર પડયો.

રોશનઆરા આથી હુસકાં ભરવા લાગી ને બોલી; "પિતાજી! આપ આપની રોશનની ગરદન કાપવા તૈયાર થયા? લ્યો હું આપના ચરણમાં પડું છું. મ્હારી ગરદન કાપી બેલાશક ધડથી જૂદી કરો. હું આપનો મ્હોટો એહેશાન માનીશ. આ દુઃખ કરતાં મૃત્યુ થાય તો હજારોગણું સારું છે." આટલું બોલતાં બોલતાં તે ઔરંગઝેબના ચરણ પાસે ઘુંટણભેર થઈ; ને માથું નીચું નમાવી રહી.

ઔરંગઝેબ વધારે ક્રોધી થઈ ત્યાંથી કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના ચાલ્યો ગયો.

પ્રિય વાચક! દુઃખભાર સહન ન થવાથી બિચારી ઉદયપુરી અને રોશન ભેગાં મળી ખૂબ રોયાં. આખી રાત્રિ રૂદન કરી કાઢી. અને છેલ્લે પાછલે પહોરે રોશનને નિદ્રા આવી. થોડીવારે રોશન જાગીને જુએ છે તો ઉદયપુરી બેગમ મહેલમાં દીઠી નહિ. ઘમઘોર રાત્રિ ચારે તરફ ભયાનક સ્વરે ગાજી રહી હતી. વીજળીના કડાકા અને વાદળાંનો ગડગડાટ દિશાઓને કંપાવતો હતો. આ વખતે ઉદયપુરી ક્યાં ગઈ હશે એ સમજવાની કલ્પના પણ રોશનના હૃદયમાં ન આવી. પ્રિયવાચક! ઉદયપુરી ક્યાં ગઈ તે આપને જાણવું છે? આપે એને ચોથા પ્રકરણમાં જમુનામાં ઝંપાપાત કરતાં જોઇ છે. અને ત્યાંથી તપસ્વિની અને પરમહંસથી ઉગરી બારમા પ્રકરણમાં પ્રતિજ્ઞા કરતાં પણ જોઇ છે. એક દિવસ રોશનઆરાને પણ તેણે પોતાના સમાન ભીષણ પ્રતિજ્ઞા પરમહંસજીના ચરણકમલમાં લઇ જઇ કરાવી છે. અને હવે તેનું પરિણામ શું આવે છે તે જોવા ત્હારી ઉત્કંઠાના પ્રવાહને પાછલાં પ્રકરણોમાં વહન કરાવ; એટલે આ બધી વાર્ત્તા સુસંબદ્ધ અને સયુક્તિક લાગશે.

34225

# પ્રકરણ અઢારમું.

## છૂટકો.

ઘોર અન્ધકારમયી રાત્રિમાં પૂર્વદિશા તરફથી આછું આછું તેજ આવવા લાગ્યું. અને ક્રમે ક્રમે તે તેજે વૃદ્ધિ પામી બધી દિશાઓને પોતાની પ્રભાથી ભરી દીધી. થોડીવારમાં તો રમ્યઆકારની શશિકલા પૂર્વ દિશાની ક્ષિતિજમાંથી બહાર નીકળી અને વ્યોમ વનનાં કુસુમ પુષ્પો વીંણવા ઉંચી ઉંચી ચઢવા લાગી. ગઇ રાત્રિએ વૃષ્ટિ થઈ હોવાથી નાનાં નાનાં ખા-

ઓચીઆં ભરાયાં હતાં તેના જલ ઉપર સ્વચ્છ શશિકિરણો પડવાથી તે રુપેરીરસ જેવું ભાસવા માંડ્યું. દેડકાંના "ડરરડૂ, ડરરડૂ" અવાજે આ શાન્તરાત્રિમાં મનોહરતા ભરવા માંડ્યા; અને શીતમંદ સુગંધી પવન ઉપર સ્વાર થઈ ચકોરના આનંદનાદો પણ દિશામાં પ્રસરવા લાગ્યા. આ સમયે આપણો ગયા પ્રકરણનો પરિચિતવીર બલેન્દ્રસિંહ; મહારાજા જયસિંહના વિલાસભવનના બગીચામાં ફરવા લાગ્યો. તેની અલૌકિક વદનકાન્તિ ઉપર ચંદ્રનાં રમ્ય કિરણો પડવાથી અત્યારે વધારે અલૌકિકતા જણાય છે. તેની વક્રશ્યામ ભ્રૂલતા વારંવાર ઉંચી નીચી ચઢે છે જે ઉપરથી તે કાંઇક વિચારમાં હોય એમ ભાસેછે. પણ અહો! આ શું? આ મધુર સ્વરમય મનોહર સંગીત ક્યાંથી આવવા માંડ્યું? જાણે કોઇ રાક્ષસના ભવનમાં કેદ થયેલી ગંધર્વકન્યા શોકમય આલાપ કરતી હોય એવું આ સંગીત હતું. વીરબલેન્દ્રસિંહ જે તરફથી સંગીત ધ્વનિ આવતો હતો તે તરફ કાનમાંડી સાંભળવા લાગ્યો; તો તેણે આ પ્રમાણે સાંભળ્યું.

" રે વ્હાલા પ્રાણહંસ! તું પ્રતાપ અને ચમ્પાનિલા જેવાં વ્હાલાં સારસવૃંદોને ત્યજી આવા ખાબોચીઆરૂપ કારાગૃહમાં ક્યાંથી આવી પડ્યો?

पुरा सरसि मानसे विकचसारसालिस्खलत्-
परागसुरभीकृते पयसि यस्य वीतं वयः।
स पल्वलजलेऽधुना मिलदनेक भेकाकुले
मरालकुलनायकः कथय रे कथं वर्त्तताम्?

પરંતુ પ્રાણપંખીડા! ત્હારે મુંઝાવું નહિ. વ્હાલી જીવનકોકિલા! ત્હને વિદ્વજ્જનો મધુરસ્વરે આશ્વાસન આપવા કહેછે કે

तावत् कोकिल! विरसान् यापय दिवसान् वनान्तरे निवसन्।
यावन्मिलदलिनालः कोऽपि रसालः समुल्लसति॥

સંગીતનો અંતસ્વર બંધ થયો. આખું કાવ્ય સાંભળી વિચારી બલેન્દ્રસિંહે લાંબો શ્વાસ મૂક્યો. અને ક્ષણવાર આમતેમ જોઈ જે મકાનમાંથી આ મનોહરગીત આવતું હતું તેના દ્વારપાસે ગયો. જોયું તો દ્વાર બંધ હતું; પરંતુ તેની સામે એક રમ્યશ્વેતશિલા પડેલી હતી. વીરપુરુષ તે ઉપર બેઠો અને રમ્ય મૃદંગનાદ જેવા પોતાના સ્વરથી પોતે જવાબ આપતો હોય તેમ મધુર આલાપ કરવા લાગ્યો.

" અહો! વિડંબના? જેને ખોળવા દીર્ઘકાળથી પ્રયાસ કરુંછું તે લતિકા આ નિર્જન અરણ્યમાં આવી પડીછે? અહો રમ્યલતિકા!

लूनं मत्तमतंगजैः कियदपि छिन्नं तुषारार्दितैः
शिष्टं ग्रीष्मजभीष्म भानुकिरणै र्भस्मीकृतं काननम् ।
एषा कोणगता मुहुः परिमलैरामोदयन्ती दिशः
हा कष्टं ललिता लवंगलतिका दावाग्निना दह्यते ! ॥

પરંતુ હે મધુરી લવંગલતિકા ! ખારભૂમિમાં આવેલી હે જળકમિલિનિ! તું શામાટે ચિંતા કરેછે ? ત્હારો પણ સત્વર ઉદ્ધાર થવાનો વિશ્વકર્માએ નિર્મેલો જ છે. કમલિનિ ! કમલિનિ !

*कमलिनि मलिनी करोषि चेतः
किमिति वकैरवहेलितानभिज्ञैः ।
परिणत मकरन्दमार्मिकास्ते
जगति भवन्ति चिरायुषो मिलिन्दाः ॥

આ સંગીતનો પ્રારંભ થતાંજ મહેલમાં પૂરાયેલી કન્યા સાંભળવા લાગી. સાંભળતાં સાંભળતાં તેને આશ્વાસન આવ્યું; ને તેથી તે પોતાને પૂરેલા મકાનના બીજામાળની બારી ઉઘાડી સંગીતના ગાનારને જોવા લાગી. ચંદ્ર તેજમાં વધારે ચળકતું આ વીર પુરુષને વદને રહેલું ક્ષાત્ર તેજ તેને આશ્વાસન દેનારું થયું. આથી તે સંગીત સાંભળતાં સાંભળતાં સીડીનું એક એક પગથિયું ઉતરવા લાગી. અને સીડી ઉતરી, બારણાનાં પાટીયાંની સાંધમાં પોતાની એક આંખ રાખી, દ્વાર સામે બેઠેલા વીરને જોઇ રહી. સંગીત પૂરૂં થયું કે તરતજ પોતે દ્વાર ઉઘાડી નાંખ્યું અને પોતાનો કરકમલ લાંબો કરી વીરને દ્વાર સમીપ આવવા સાન કરી.

આ સ્ત્રી તે પ્રમીલા છે; અને આ વીરપુરુ તે ચમ્પાનિલાને બચાવી તેને ઘેર પહોંચાડી આવનાર આપે જે પુરુષ જોયો હતો તેજ છે, એનું ખરુંનામ બલેન્દ્રસિંહ નથી પરંતુ પોતાનું ખરું નામ આપવાથી કાર્ય સાધનમાં હરકતો આવશે જાણી તેણે આ નામ કહેલું છે. પ્રમીલા અહીં ક્યાંથી આવી એવો સંદેહ થતો હોય તો આપ આટલી હકીક્ત જાણી લો. પ્રમીલા અને ચમ્પાનિલાના રૂપની અપૂર્વ પ્રશંસા સાંભળવાથી રાજા જયસિંહે પોતાના બે ગુપ્ત ભેદીઓને રૂપનગરમાં મોકલ્યા હતા; અને એ બંને માણસો આ કન્યાઓનું હરણ કરવા માટે લાગ સોધતા હતા. ચમ્પાનિલા અને પ્રમીલાની વાત સાંભળવા વડતળે સંતાનાર માણસ પણ આમાંનો એક હતો. અને એ-

* ભામિનિ વિલાસ.

ક્રાવાળો બની કન્યાઓને લઇ નાશનાર પણ એ માણસ હતો. ચમ્પાનિલા અને પ્રમીલા પ્રતાપસિંહને મળવા પુરુષવેશ ધરી ચમ્પક અને પ્રમોદ નામે બ્હાર નીકળ્યાં હતાં તે તો આપ સમજી ગયા જ હશો. ચમ્પાનિલા તો બચી ગઇ હતી; પણ પ્રમીલાને એક્રાવાળો હરી લાવી જયસિંહ પાસે પહોંચાડી શક્યો હતો. દુરાત્મા જયસિંહનો વિચાર આ હિન્દુરમણી સમર્પી મુસલમાન સમ્રાટ્નું અન્તઃપુર ઉજ્જ્વલ કરવાનો હતો. અને આમ તેણે અનંત હિંદુ રમણીઓને ઓરંગઝેબના જનાનખાનામાં પહોંચાડી હતી.

વીરપુરુષ સાનથી ચેતી સત્વર બારણા પાસે આવ્યો તો પ્રમીલા બોલી.

“ મહાશય ! આપ કોણ છો ? કોને બળે આપ મ્હારો ઉદ્ધાર કરવા તત્પર થયા છો ? આપ જયસિંહ અને તેની લુચ્ચાઇને શું જાણતા નથી ? આપને વિદિત નથી કે આ મકાનની ચારે તરફ અનેક પહેરદારો ફરે છે ? જો આપ આવી અનેક આપત્તિયો ખેડવાનું અસીમ સાહસ કરવા તૈયાર હો તો આપ સાથે આવવામાં હું ખુશી છું. આપને હાથે ઉદ્ધાર થવાથી હું જન્મ પર્યંત આપની ઋણી રહીશ.

બલેન્દ્રસિંહ; “ શુભે ! જો હું એ કાર્ય કરી શકું એમ ન હોત તો તમને આશ્વાસન શા માટે આપત ? વળી ત્હમે પૂછોછો કે ત્હમે કોને બળે મ્હારો ઉદ્ધાર કરવા ઇચ્છો છો ? તો એનો ઉત્તર એકે જ્યાં સુધી આ તલવાર મ્હારા હાથમાં છે ત્યાં સુધી જરાપણ વિપત્તિની શંકા તમારે ન રાખવી. ” આટલું બોલી વીરે પોતાના ડાબા પડખામાંથી એક શીરોહીની તલવાર ખેંચી. ચંદ્રકિરણો પડવાથી થયેલો તલવારનો ચળકારો જોઇ પ્રમીલા પ્રસન્ન થઇ બોલી.

પ્રમીલા; “ મહાશય ! આપ મ્હને ક્ષમા કરશો; નારી સ્વભાવને વશ થઇ મ્હેં આપને સવાલ પૂછાયા છે. પરંતુ આપની સાથે આવવા હું તૈયાર છું. ” આટલું બોલી તે બહાર નીકળી અને વીરની સમીપ જઇ હસીને બોલી; “ મ્હને લાગે છે કે એક્રાવાળાના જેવી કોઇ પુરુષે માંડેલી આ ચાલાકી તો નથી ને !”

બલેન્દ્રસિંહ મન્દહાસ્ય કરી પ્રમીલાનો કરકમલ હાથમાં ઝાલી બોલ્યો. “ સુંદરિ ! કાંઇપણ ચિંતા ન કરો. તમ્હારા ઉદ્ધાર માટેજ તમ્હારી સખિએ મ્હને મોકલ્યો છે. ને હવે વિલમ્બ કરવો વૃથા છે. જેમ બને તેમ સત્વર ચાલવું ઉત્તમ છે. ”

એટલું બોલી બંને જણ આગળ ચાલ્યાં. આગળ ચાલતાં બે ચોકિઆતો આમ તેમ ફરતા હતા. તેમણે ‘ કોણ ’ કરી બુમ પાડી વીરે કંઇ જ-

વાબ ન આપ્યો ત્યારે બંને પાછળ ધસ્યા ને તલવારો તાણી વીર ઉપર ઘા કરવા ઉદ્યત થયા. વીરે પણ તલવાર ખેંચી એવા કૌશલ્યથી ફેરવી કે ધ-બોધબ પગમાં જખમી થઇ બંને નીચા પડયા. સુંદરી વીરનું અસીમ સાહસ અને યુદ્ધ કૌશલ્ય જોઇ વિસ્મય પામીને બોલી.

પ્રમીલા; "કૃપા કરી દાસીને કહો કે આપ કોણ છે ?"

બલેન્દ્રઃ—"મ્હારૂં નામ + + + છે."

પ્રમીલા આનન્દિત બની વીરના સામું સાનંદાશ્ચર્ય લોચને જોઈ રહી. બહાર તૈયાર રાખેલા એક્કામાં બંનેજણાં ચડયાં; પરંતુ પ્રમીલા તો વિકસિત વદનથી વીરની મુખપ્રભાજ નિહાળ્યા કરતી હતી. સુંદરીને સર્વાંગે આનંદથી રોમોદ્‍ગમ થયો હતો ને શરીર પ્રસ્વેદે ન્હવાતું હતું. પ્રમીલાનું સૌંદર્ય નિ-હાળતાં વીર પણ આ ભાવથી મુક્ત નહોતો. થોડીવાર સુંદરીના સૌંદર્યામૃતનું પાન કરી વીર બોલ્યો.

વીરપુરુષ; "સુન્દરી ! ત્હમે શું નિહાળો છો ?" પ્રમીલા આ સવાલનો જવાબ ન આપી શકવાથી નીચું જોઇ રહી." એકાવાળો એટલામાં તો એક્કા ઉપર ચડયો ને ઝપાટા બંધ હાંકતો દક્ષિણ દિશાને પંથે પળ્યો.

આ બનાવ બન્યો તેની પહેલાં બે ત્રણ કલાક અગાઉ એક બીજો બનાવ પણ વાચકોને જાણવા જેવો બન્યો હતો. તે સમયે રાત્રિ અન્ધકારથી આચ્છાદિત હતી. આ પ્રસંગે દિલ્લીના શાહબાગમાંથી ભયભીત સ્થિતિમાં નીકળેલો એક જુવાન પુરુષ અને ડોસો ધીમે ધીમે દિલ્લીના રસ્તાઉપર ચા-લતા હતા. અને જુવાન વારંવાર ઉતાવળે ચાલવાનું કહેતો હતો. પરંતુ વૃદ્ધ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે, હૃદયમાં રહેલા ભયે થતા શરીરકંપને લીધે, અને દુઃખે થએલી શારીરિક ક્ષીણતાને લીધે, ઉતાવળે ચાલી શકતો નહોતો.

જુવાનઃ—"બાપા ! તમે જરા વિસામો લ્યો. આટલામાં જો એક્કોએકો મળે તો કરી લઇને આપણે ઉતાવળે નીકળી જઇએ." આટલું બોલી તે આ-ગળ ચાલ્યો તો એક ગાડીવાળો નજરે પડયો. જુવાન બોલ્યો. "એ એક્કા-વાળા ! ભાડું કરવું છે ?"

એક્કાવાળો; "હા, તમ્હારે ક્યાં જવું છે ?"

જુવાન; "અહીંથી થોડેક દૂર તિમુર્હાનીના જંગલપાસે જ્યાં બ્રાહ્મણો રહે છે ત્યાં."

એક્કાવાળો; "શું ભાડું દેશો ? હું પાંચ રુપિયા લઈશ. મરજી હોય તો બોલો."

જુવાન; "ઠીક. પાંચ રુપિયા દેશું. ચાલ એકો લાવ."

વૃદ્ધ; "ભાડું બહુ છે" આપણે એટલા રુપિયા ક્યાંથી આપીશું ?"

જુવાને ડોસાના કાનમાં કાંઇક કહ્યું. ડોસો રાજી થયો ને બંને જણા એક્કામાં બેઠા. જુવાનના કહેવાથી એક્કાવાળો ઝપાટાબંધ કોરડા મારી ઘોડાને ઉતાવળે દોડાવ્યો જતો હતો ને ક્ષણમાં તો તેઓ તિમુર્હાની પાસે આવી પહોંચ્યા. જુવાન અને ડોસો એક્કા ઉપરથી ઉતરી પડયા.

જુવાનઃ—"ભાઇ એક્કાવાળા ! ત્હારી પાસે રુપિયા છે ?"

એક્કાવાળો; "કેટલા રુપિયા ?"

જુવાન; "મ્હારી પાસે મહોર છે. ત્હારે ત્હારા પાંચ રુપિયા કાપી દશ રુપિયા આપવા પડશે."

એક્કાવાળો; "મ્હારી પાસે તો એક રુપિયો છે. હું ગરીબ માણસ દશ રુપિયા ક્યાંથી કાઢું? મ્હને મ્હારાભાડાના પાંચ રુપિયા ગમે ત્યાંથી આપો."

જુવાન; 'મ્હારી પાસે રુપિયા નથી, મ્હોર છે."

એક્કાવાળો; "સો ગમેતેમ કરો. ન હોય તો મ્હોર લાવો" આમ કરી ગાડીવાળો જક્કર કરવા લાગ્યો."

જુવાને ડોસાના કાનમાં કાંઇક કહી કાંઇકિ સમજાવ્યું ને પછી એક્કાવાળાને કહ્યું. "તમ્હારો એક રુપિયો લાવો." આટલું બોલી એક્કાવાળા પાસેથી એક રુપિયો લઇ તેને મહોર આપી ને પછી ડોસાનો હાથ ઝાલી તિમુર્હાની તરફ વિદાય થયો.

એક્કાવાળો પોતાનો એક્કો દિલ્હી તરફ હાંકી મનમાં મનમાં પ્રસન્નતાપૂર્વક બોલવા લાગ્યો. "સાલાને ખૂબ ઠગ્યા છે. મ્હારી પાસે રુપિયા તો છે, પણ જો મ્હેં કહ્યું હોત કે મ્હારી પાસે રુપિયા છે તો મ્હને તે પાંચરુપિયાથી વધારે કદાપિ પણ ન આપત. પરંતુ હું જુઠું બોલ્યો કે મ્હારી પાસે રુપિયા નથી તો મ્હને નવરુપિયા મળ્યા. પણ મ્હેં ભૂલ કરી; જો એક રુપિયો પણ નથી એમ કહ્યું હોતતો આ એકવાર જૂઠું બોલ્યાના ૧૦) દશ રુપિયા મળત. અહો ! એકવાર જૂઠું બોલ્યાના ૧૦) દશ દશ રુપિયા મળે તો બન્દો કદિ સાચું બોલવાનોજ નહિ. અહો એકએક જૂઠના ૧૦) રુપિયા મળશે તો બન્દો ન્યાલ થઇ જવાનો.. આમ આનંદલહેરમાં આવી પોતાની અશુદ્ધભાષામાં ગાંગરતો એક્કાવાળો દિલ્હી તરફ વિદાય થયો.

---

# પ્રકરણ ઓગણીસમું.

## વીરની વીરતા ને સુમતીનું સપડાવું.

આકાશમાં ઉભરાઈ આવેલાં અને તરવર તરવર થતાં તારાનાં ઝૂંડો તિમિરમાં ઘેરાઇ શબવત્ થયેલી પૃથ્વીને નિહાળી રહ્યાં છે. દૂધના ઉભરા સમાન આકાશગંગા પણ પોતાના તેજનો ઝરો આકાશમાં ફેલાવી રહી છે. તે સમયે આપણો આ એક્કાવાળો ઘોડાને ઝપાટા મારતો પોતાનો એક્કો દોડાવ્યો જાય છે. ત્યાં તો બે મસાલ ઝાલી ત્વરાથી ચાલતા સિપાઇઓની પછવાડે કાળા ડગલાવાળા દશ શસ્ત્રધારી સિપાઇઓ તેની સામે મળ્યા. સિપાઇઓને ખભે ઉઘાડી લાંબી લાંબી તરવારો હતી અને પવનની લહેરમાં તેમની કાળી ડાઢીઓ આમ તેમ ઉડતી હતી. એક્કાવાળાને આવતો જોઇ એક સિપાઇ કે જેની દાઢી સૌ કરતાં વધારે લાંબી હતી તે બોલ્યો; "અયે કમજાત! ખડે રહે. ઇતની રાત કો તું કહાં જાતા હૈ?"

એક્કાવાળો તો આ ભૂતના ભાઈ જેવા સિપાઇઓને જોઇનેજ ભયભીત થઈ ગયો હતો; જેથી સાચું બોલાઇ ગયું. "સાહેબ! હું તિમુર્હાનીથી આવું છું, ને દિલ્લી જાઉં છું."

સિપાઈ; "ઇતની રાતકો તૂ કિસ તિમુર્હાનીપર ક્યા કરને ગયા થા?"

એક્કા; "જી હાં; કહુંછું; જી હાં કહુંછું."

સેનાનાયક; "ક્યા કહતા હૈ? બોલ કહાં ગયા થા? ઔર ક્યોં ગયા થા? તૂને એક બૂઢ્ઢે ઔર એક ઔરત કો કહીં દેખા હૈ?"

એક્કાવાળો મનમાં શોચ વિચાર કરવા લાગ્યો. ને મનમાં ને મનમાં જ બોલ્યો. "બુઢ્ઢો તો એક હતો પણ ઓરત બોરત તો કોઇ હતી નહિ. જુવાન પુરુષ તો હતો" પરંતુ જૂઠું બોલવાથી થતા લાભો તેને યાદ આવ્યા ને તેથી તે બોલ્યો.

"જી! શું ફરમાવ્યું? હું એની ખબર આપને આપું તો મ્હને શું ફાયદો થશે?"

સેનાનાયક રાજી થઇ બોલ્યો: "તુઝે બહુત કુછ ઇનામ દેંગે."

એક્કાવાળો મનમાં બોલ્યો. "જૂઠ! અહા ત્હારી પણ બલિહારી છે! એકવાર જૂઠું બોલી મ્હેં નવ રુપિયાનો લાભ લીધો તો જોઉં કે કિસ્મતમાં આ વખત શું મળવાનું છે?" આમ વિચારી તે તાણીને બોલ્યો.

"જી હા, દીઠાં છે. હુંજ એમને આ એક્કાપર બેસાડી તિમુહાની પહોંચાડી આવ્યો છું"

સેનાનાયક બોલ્યો; "એક જુવાન ઓરત અને એક બુઢ્ઢા બંનેને ?"

એક્કાવાળો; "હા, જી એ બેનેજ; પણ સાહેબ હવે મ્હને ઇનામ ?"

સેનાનાયકે એક્કાવાળા પાસે આવી ગાલ ઉપર જોરથી લપડાક લગાવી. અને બોલ્યો; "સાલે! "સબ ગડબડકી જડજ તુહી હૈ. ઔર સાલે ઇનામ મંગતા હે ?" પછી તે પોતાના એક સિપાઈ તરફ જોઇ બોલ્યો; "બસ ! તુમ ઇસીદમ એ કમજાત કો દિલ્લી કો લે જાઓ મૈં અભી દિલ્લીકા જંગલ ખોજકર પિછે આતા હું" વળી તે ગાડીવાળા ભણી જોઇ બોલ્યો; "અચ્છા! તું ઇન સવાર કે સાથ જા. તૂ અપના ઇનામ પાદશાહ કે જલ્લાદ સે બહુત જલ્દ પાવેગા."

પાદશાહનું નામ સાંભળતાં એક્કાવાળાનો હોંસ ઉડી ગયો અને જલ્લાદનું નામ સાંભળતાં તો પ્રાણ નીકળી જવા જેવી પીડા થઇ. અને તે હાથ જોડી કહેવા લાગ્યો; "ખુદાવિંદ! મ્હને માફ કરો; મ્હેં જૂઠું બોલાણું છે. હું એક જુવાન મરદ અને બૂઢ્ઢાને લઈ ગયો છું કોઇ ઓરતને હું લઇ ગયો નથી."

સેનાનાયક; "તૂ બડા પાજી હૈ. તૂ હમલોગોં કો ઠગતા હૈ. તૂઝે ઇસબખ્ત છોડ નહિ સકતે. દેખ વહ બુઢ્ઢા ઔર નૌજવાન મર્દ કૌન હૈ. ઇસકે બાદ ફિર તેરી છુટ્ટી હોગી" એટલું બોલી એક્કાવાળાને સુપર્દ કરી તેને દિલ્હી જવાની આજ્ઞા કરી; અને પોતે નવ આદમીયોને લઇ જંગલ તરફ ચાલ્યો.

આ તરફ વૃદ્ધ અને જુવાન બંને એક્કા ઉપરથી ઉતરી જંગલમાં પેઠાં થોડુંક ચાલતાં વૃદ્ધ બોલ્યો. "હવે મ્હારાથી ચલાતું નથી." જુવાન બોલ્યો. "બાપા! તો આપ મ્હારા ખોળામાં માથું મૂકી થોડીવાર સૂઇ જાઓ." આવો વિચાર કરી જંગલની ઝાડીની ઓથે જુવાન સંતાઈ બેઠો ને ડોસો તેના ખોળામાં માથું મૂકી સૂતો. થોડીવારમાં તો નજીકમાંજ ઘણા માણસોનાં પગલાંનો ધડબડ ધડબડ અવાજ સંભળાયો. ધીમેધીમે તે અવાજ પાસે આવવા લાગ્યો. અને આ શબ્દો કાને પડ્યા.

"અચ્છી તરેહ સે તલાસ કરો; ખુબ દિલ લગાકર તલાસ કરો."

આ સુણતાં જુવાનનો પ્રાણ ઉડી ગયો. પૃથ્વી સૂન્ય જેવી લાગવા માંડી અને હૃદય ધડકધડક થવા લાગ્યું. વૃદ્ધ તરફ જોયું તો તે ઘોર નિદ્રામાં પડેલો હતો. પગલાંનો અવાજ વધવા લાગ્યો અને હવે તો મસાલના

પ્રકાશથી ઘણો ભાગ પ્રકાશિત થઇ ગયો; અને જોતજોતામાં તો એ બધા આ ડોસો સુતો છે ત્યાં આવી પહોંચ્યા. મસાલ નીચી કરી એક જણ બોલ્યો; "યહ દેખો, રાસ્તે કે કિનારે દરખ્તકે તળે કૌન દો શખ્સ બૈઠે હે, હાં હાં વહી હે ચલો ચલો ધરો, પકડો, પકડો," વગેરે શબ્દોચ્ચારણ કરવા લાગ્યો.

જુવાન ચમકી ઉઠયો ને વૃદ્ધપ્રતિ બોલ્યો; "બાપા! મહાપીડા આવી. આપણી મહેનત વ્યર્થ ગઇ." આથી ડોસો જાગી ઉઠયો ને વીંટી વળેલા સ્વારોને જોઇ ગભરાઇ ગયો. ને બધા સ્વારોએ આવી જુવાન તથા વૃદ્ધને બાંધી લીધા. એક બોલ્યો; "ભાઇ! હમલોગોકી મહેનત બર આઇ. સુમતી કું હમલોગોને ગિરફતાર કર લિયા." બીજો બોલ્યો "દેખો ન બડી તલાસ સેં ઇસે પાયા હે." આટલું બોલી તેણે જુવાનની પાઘડી ઉડાડી મૂકી તો તેમાંથી શ્યામ કેશનો મનોહર અંબોડો દેખાયો. સુમતી મળવાથી સિપાઇયોના આનન્દની સીમા ન રહી.

ચતુરવાચકગણ, ક્યારના સમજી ગયા છે કે આ જુવાન તે સુમતી છે ને વૃદ્ધ તે તેનો પિતા છે. રોશનઆરાએ આપેલો પુરુષ પોષાક ધરી તે બહાર નીકળી છે પણ ઇશ્વરની ઇચ્છા પ્રતિકૂલ જણાય છે. શરીરે વીંટેલું બંધન સહન ન થવાથી વૃદ્ધ પુજારી વિલાપ કરવા લાગ્યો.

"હે બ્રહ્મણ્યદેવ! મ્હારું રક્ષણ કરો. હા માતા યોગમાયા, હા માતા કાલિકા! તમ્હારા પુજારીના કુળનો નાશ થાય છે. તમ્હારા પુજારીની લાજ લૂટાય છે. હે માતા અભયે! મ્હને અભેદાન કરો. માતા! માતા! શુંભ નિશુંભને ભેદનારી માતા! રક્તબીજના રક્તે રંગાયેલી મા! ચંડા મુંડા ચામુંડા મા! ત્હારા પુજારીની દશા તો નિહાળ! માતા હું ત્હારો અશરણ બાળ છું. ત્હારા નામનો પોકાર કરું છું. માતા! તું કેમ આવતી નથી? આ યવન લોકો ત્હારી હાંસી કરે છે મા! આ રાક્ષસોના હાથથી મ્હારું રક્ષણ કરો."

વૃદ્ધની પ્રાર્થના પૂરી થઇ નહોતી ત્યાં તો એકવીર, જાણે સાક્ષાત્ માતાએજ રક્ષણ કરવા મોકલ્યો હોય તેમ હાથમાં ઉઘાડી તરવાર લઈ ઝાડીમાંથી બહાર નીકળ્યો; અને બોલ્યો.

"નીચ પામર યવનો! કુમારી અને વૃદ્ધને જલ્દી છોડી દ્યો; નહિતો તમને બધાને ધૂળ ચાટતા કરીશું." આટલું બોલી તે પોતાની તરવાર વીંઝવા લાગ્યો.

સેનાનાયક બોલ્યો; "ક્યોંરે બેવકૂફ! તુઝે ક્યા માલૂમ નહિ હૈ કિ તુને કિસપર તલવાર ખીંચી હે? તુઝે નહિ ખબરકિ હમલોગ દિલ્લીકે પાદશાહકે ફૌજકે જમાદાર હે"

આવનાર વીર સ્વાર બોલ્યો; "તું ચાહે તે હો. દિલ્હીના પાદશાહ ઔરંગજેબની ફોજનો જમાદાર હો કે તેના દાદાની ફોજનો જમાદાર હો. પણ આ ક્ષણેજ એ બંનેને છૂટાં કર; નહિ તો આ તલવારથી બધાનાં ડાચાં ધૂળમાં મેળવીશ." આમ કહી ચતુર ખેલાડી પટ્ટો ખેલતો હોય તેમ તેણે પોતાની તલવારનો દાવ ખેલવા માંડયો.

સિપાઈયો પણ પોતપોતાની તલવારો કાઢી સામા ધસ્યા. અને ક્ષણમાં તો ઘોર સંગ્રામ મચી રહ્યો. આ વખતે પવન પણ જોસબંધ સૂસવાટા મારતો હતો; અને જંગલનાં વૃક્ષોની ડાળીઓને સામસામે ભડાક ભડાક અથડાવતો હતો. અહીં મસાલના પ્રકાશમાં તલવારો પણ વિજળીની પેઠે ચળકારા મારતી આમ તેમ વીંઝાતી હતી; ને સામસામી અથડાતાં કડાક કડાક અવાજ કરતી હતી. આવનાર વીરની ભૃકૂટી મસાલના પ્રકાશમાં જોતાં ઉંચી નીચી ચઢતી દેખાતી હતી. મુખ ઉપરના ક્ષાત્ર તેજમાં અત્યારે લાલાશ તરી આવી હતી. અને વદન ગંભીર છતાં આંખો ફાટી ગયેલી, લોહી ઝરતી હોય એવી ભાસતી હતી. પણ આ સંગ્રામ ક્ષણમાં તો વિરામી ગયો. અને જોતાં જણાયું કે લોહીનાં ટીપાંથી રંગાયેલી ભૂમિ ઉપર સાત આઠ ડાઢીવાળાં માથાં, મ્હોટાં તુબડાં પેઠે પડયાં હતાં.

[૧]આગન્તુક વીરસ્વાર હવે શાન્ત થયો. તેણે પોતાના વદન ઉપર જામેલો પરસેવો રૂમાલથી લૂછી નાંખ્યો; અને કન્યા તથા વૃદ્ધની પાસે આવી તેનાં બંધન છોડી નાંખ્યાં. એટલામાં ચંદ્રોદય થયો ને ધીમેધીમે પ્રસરતું ચંદ્રનું સ્વચ્છ તેજ ભૂમિતલ ઉપર પથરાઇ ગયું. ચારે તરફ રમણીય ચાંદની જોતજોતાંમાં તો વિરાજી રહી.

વૃદ્ધ બોલ્યો; "બેટા! ત્હારું પ્રભુ કલ્યાણ કરો. ત્હેં અમને જીવનદાન દીધું છે. ત્હારું નામ શું?"

વીર બોલ્યો. "મ્હારું નામ નાહરસિંહ છે." આટલું બોલતાં તે પાછો ફર્યો ને રમણીય ચંદ્ર સામું જોઇ રહ્યો. ચંદ્રમાનાં રમ્ય કિરણો વીરનાં મુખ ઉપર પડતાં તેનું વદન સ્પષ્ટ જોવામાં આવ્યું, આ જોતાં સુમતી બોલી ઉઠી.

"બાપા! બાપા! આ શું હું સ્વપ્ન જોઉં છું? પ્રાણેશ! હૃદયાધાર! ત્હમે કારાગૃહમાંથી છુટી અહીં કેમ કરી આવ્યા?" આટલું બોલી તેણે પોતાના કોમલ કરો નાહરસિંહને ગળે વીંટયા.

નાહરસિંહ તરત પાછો ખસી ગયો. વૃદ્ધ પણ વીર સામું જોઇ આશ્ચર્યથી બોલ્યો. "સત્યશર્મા? ત્હમે અચાનક ક્યાંથી આવ્યા?"

૧ આગન્તુક=આવનાર.

નાહરસિંહ બોલ્યો; "મહાશય! આપને કાંઇ ભ્રાન્તિ થઇ લાગે છે." વળી સુમતી સામું જોઈ બોલ્યો. "સુલોચને! તું પણ ભૂલી ગઈ છે. હું સત્યરામ નથી."

સુમતી બોલી; "પ્રાણેશ! ત્હમે મ્હારા હૃદયેશ્વરજ છો, મ્હને શા માટે ઠગો છો?"

નાહરસિંહ; "સુંદરિ! નિસ્સંદેહ ત્હને ભ્રાન્તિ થઇ છે. મ્હને છોડી દે."

સુમતી બોલી; "નહિ, નહિ, આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો તમ્હારો પરિત્યાગ કરવાની નથી." આટલું બોલી નાહરને વળગી સુમતી મૂર્છિત થઇ ગઇ.

વૃદ્ધ બોલ્યો "સત્ય! ત્હમે જૂઠું બોલી મ્હારી જીવન સર્વસ્વ સુમતીનો નાશ કર્યો."

નાહર; "મહાશય! હું સત્ય કહું છું કે મ્હેં તમલોકોને કદાપિ પણ જોયાં નથી."

વૃદ્ધઃ—"પુત્ર! એવું તું શામાટે કહે છે? હશે તે; પણ ચાલો સુમતીને જાગ્રુત કરવાનો ઉપાય કરિયે."

નાહરઃ—"ભલે; ચાલો; આટલું બોલી તેણે સુમતીને ભોંયપર સુવાડી દીધી. ને હાથના પંખાથી ત્હેને વાયુ ઢોળવા માંડયો.

એટલામાં બીજા ચાર ઘોડેસ્વાર હથિયાર બંધ ત્યાં આવી પહોંચ્યા. તેમાંના એના હાથમાં મસાલો હતી. આઠ નવ સિપાઇયોને મરેલા જોઇ એ ઘણા આશ્ચર્ય પામ્યા. અને સમીપમાં બેઠેલા નાહરસિંહને પૂછવા લાગ્યા; "અરે! આ ગજબ કોણે કર્યો?"

નાહરસિંહ બોલ્યો. "કાં, એ કામ મ્હેં કર્યું છે; ને તમે પણ અહીંથી ભાગી જાઓ નહિ તો તમ્હારી પણ એ વલે થશે."

સ્વારોમાંનો એક હસીને બોલ્યો; "અરે બેવકૂફ! તું કોને બીવડાવે છે? ત્હને માલૂમ નથી કે હું પાદશાહ ઔરંગજેબની ફોજનો ખાસ સિંહસાલાર છું! જાણતો નથી કે મ્હારી તલવારના નામથી તમામ કાફર થરથર કંપે છે.! દિલેરખાંની તરવારનો મુકાબલો કરે એવો કાફર તો દુનિયામાં આજ સુધી કોઈ પેદા થયો નથી. માટે જલ્દી હથિયાર છોડી શરણે થા; કે કાંતો મોતને માટે તૈયાર થા." આટલું બોલી દિલેરખાં ઘોડેથી ઉતર્યોને તલવાર તાણી નાહરસિંહ ઉપર ધસ્યો. બાકીના ત્રણ સ્વારો ઘોડેથી ઉતરી સુમતી અને વૃદ્ધને બાંધવા લાગ્યા.

નાહરસિંહ અને દિલેરખાં બંને તલવારના સારા ખેલાડી હતા. યુક્તિ

પ્રયુક્તિથી પોતાનું રક્ષણ કરી સામાને ઘાયલ કરવા ઉત્સુક થયા. તેમના પગના ધમકારાથી જમીન ધણધણતી હતી. વારંવાર સામસામી તરવારો અથડાવાથી કડાકા થતા હતા. સ્વચ્છ ચાંદનીમાં વીંઝાતી તરવારો, તે ઉપર ચંદ્રનાં કિરણો પડવાથી અતિશય ચળકારા મારતી હતી. ક્ષણમાં ભેગા થઈ જતા હતા તો ક્ષણમાં છેટા પડી જતા હતા. બંનેના શરીરમાં લોહી ધમધમતું હતું. એટલામાં તો અચાનક બંને ભેગા થઇ ગયા. દિલેરખાંએ નાહરના બંને પગ કાપવાના ઇરાદાથી તલવાર નીચી વીંઝી. ચતુર નાહરસિંહે છલંગ મારી તલવારને નીચેથી ચાલી જવા દીધી. અને છલંગની સાથે પોતાનું શરીર દિલેરખાં ઉપર કૂદાવ્યું. પોતાનું શરીર દિલેર ઉપર પડતાં પડતાં તો ડાબા હાથનો ધક્કો દીધો જેથી દિલેરખાં નીચે પડી ગયો. અને પડતા યવનની જાંઘમાં જોરથી ઘા કર્યો. આમ બંનેનું દ્વંદ્વ યુદ્ધ તો સમાપ્ત થવા આવ્યું; પરંતુ સુમતીને બાંધી પરવારેલા બે મ્લેચ્છોએ પછવાડે આવી એક સાથે નાહર ઉપર બે ઘા કર્યા. આથી તમ્મરખાઇ નાહર ભોંયે ઢળી પડયો. પડતાં પડતાં તે બોલ્યો; "વૃદ્ધ મહાશય ! મ્હેં મ્હારા ક્ષત્રિયકુળમાં કલંક લગાડ્યું છે. હાય ! હું શરણાગતનું રક્ષણ યવનોના હાથથી કરી શક્યો નથી." આટલું બોલી તે મૂર્છિત થઈ પડયો. પ્રિયવાચક ! આ નારસિંહ તે જ કે જે નવરાત્રીની મૂર્છા હઠયા પછી તેને કહેતો હતો કે "પ્રિયસરોજિની ! બે વર્ષે આજે તમ્હારો સમાગમ થયો છે. અને હું તમારો પદપંકજાશ્રિત નાહર છું." આ નાહરસિંહ એજ રંજન છે કે જે ગુલજાન ઉપર આસક્ત થયો હતો. સત્યશર્મ્મા અને નાહરનું સ્વરૂપ એટલું તો મળતું આવે છે કે સુમતી નાહરસિંહને સત્યશર્મ્મા સમજી તેનો કંઠાશ્લેષ કરે છે; અને ગુલજાન સત્યશર્મ્માને રંજન સમજી તેનું આલિંગન કરે છે. અરેરે ! ક્રૂર સ્વરૂપ સામ્ય ! ત્હારું પરિણામ પણ બહુ ભયંકર છે. ત્હારા પરિણામમાંજ બિચારા સત્યશર્મ્માનો ઘાટ ઘડાઈ જવાનો છે !

નાહરસિંહને મરી ગયો સમજી દિલેરખાં અને તેના સ્વારો તેના શબને એમનું એમજ રખડતું મૂકી સુમતી અને વૃદ્ધને લઈ દિલ્લી તરફ ગયા. નાહરસિંહ પડ્યો હતો ત્યાંથી થોડીવારમાં ઝણઝણાટ નાદ કરતો એક એક્કો નિકળ્યો. એમાં પ્રમીલા અને તેનો ઉદ્ધાર કર્ત્તા બેઠેલાં હતાં.

નાહરસિંહ મૂર્છાવસ્થામાંજ લવવા લાગ્યો. "ઉભા રૂહો, ઉભા રૂહો, મ્હારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો કુમારી તથા વૃદ્ધને કદાપિ લઈ જવા નહિ દઉં."

પ્રમીલા પોતાના ઉદ્ધારકને કહેવા લાગી; "મહાશય ! આ પડેલાં સું-

ડદાંમાં એક માણુસ જીવતો જણાય છે." ઉદ્ધારકની આજ્ઞાથી એક્કાવાળો હેઠો ઉતર્યો ને મુડદાં જોઇ બોલ્યો. આ તો બધા મુસલમાન છે તે તો મરી ગયા છે. એક હિન્દુ છે તે જીવે છે. આ પછી તેણે નાહરના શરીરને ગાડીમાં લઇ લીધું. અને તેનું આશ્વાસન કરતું કરતું અને રમ્ય ચાંદનીમાં ઝણુઝણાટ નાદે વધારે રમણીયતા ભરતું આ મંડળ રૂપનગર તરફ વિદાય થયું.

# પ્રકરણ વીશમું.

## "પ્રેમનો અંકુર."

રૂપનગરની સમીપમાં આવેલા એક સુંદર ઉદ્યાનમાં આજે વસંતકાલની ચાંદની અમૃતવૃષ્ટિ કરી રહી છે. ચંદ્ર સ્વચ્છંદે નભસરોવરમાં પોતાની પ્રાણધિક સખી તારિકાઓ સાથે તરવા નીકળી છે. અને તેને નિહાળતી દેવી વસુંધરા પણ આજે જ્યોત્સ્નાની રૂપેરી સાડી પહેરી મંદમંદ હાસ્ય કરી રહી છે. આવે સમયે આ સુંદર ઉદ્યાનમાં એક યુવક અને યુવતી મંદમંદ વાતા શીત સુગંધી સમીરમાં હવા લેવા ફરેછે. યુવક, વચ્ચે વચ્ચે ચંદ્રકિરણે પ્રકાશતા યુવતીના નિષ્કલંક ચંદ્રવદન સામું નિહાળી અપૂર્વ સુખનો અનુભવ કરેછે. વળી વચ્ચે વચ્ચે પ્રેમ સંભાષણ પણ કરતો જાયછે. ફરતાં ફરતાં એક સુંદર શીલા આવી; યુવક તે ઉપર બેઠો. અને યુવતી પણ શીલાની નજીક યુવકથી થોડે દૂર બેઠી. થોડીવારે યુવતી યુવકના સામું નિહાળી રહી ને મનમાં ને મનમાં વિચારી બોલી.

"આપ વારંવાર કહોછો કે "મ્હારો ત્હારા ઉપર અત્યંત પ્રેમ છે." તો એ પ્રેમ તે આપના હૃદયનો છે કે કેવલ કથનમાત્ર છે? કેટલીક સ્ત્રિયો એવી હોય છે કે પોતાનાપર પ્રેમ દર્શાવનારના હૃદયનો યથાર્થભાવ સમજ્યા વિનાજ આ સંસારનાં અનેક કષ્ટો ઉઠાવે છે. તો મ્હને પણ ભય રહેછે કે રખેને હું પણ એવા ભ્રમમાં ન ભૂલું?"

યુવક બોલ્યો. "સુલોચને! આ પૃથ્વીમાં કોનું સામર્થ્ય છે કે તમ્હારી પાસે ઠગાઇ કરે? હું કદાપિ પણ કોઇ ઉપર સ્નેહ ધરું એવો તો મ્હારા મનમાં હજુ સુધી ભાવજ ઉદય થયો નથી. શુભે! તમ્હને જોતાં તોપણ કોઇ અનિર્વચનીય ભાવ ઉદય થયોછે; કે જે કથન કરવાને પણ હું અશક્ત છું. એવી ઇચ્છા થાયછે કે જાણે તમને સદા પાસેજ રાખું. સદા તમ્હારા

ચન્દ્રવદનનું દર્શન કરું; અને તમ્હારી મધુરી વાણીથી સદા હૃદય શીતલ કર્યા કરું.”

આ સાંભળી યુવતીના હૃદયમાં જરા સંતુષ્ટતા થઇ; તોપણ ક્ષણમાં તો પૂર્વના કોઇ પ્રબલ પ્રેમ સંસ્કારે આ સંતુષ્ટતાને દબાવી દીધી. નયનો મીંચાઇ ગયાં અને જાણે હૃદયમાં ભરેલી કોઇ ઇતર પ્રેમ ભાવનામાં ચોટયાં.

ધ્યાન નિમગ્ન બનેલી યુવતીના સુંદરવદન સામું નિહાળતો અને તેની અલૌકિક રૂપમાધુરીથી વિમોહિત થતો યુવક બોલ્યો; “શુભે! તમે કહ્યું હતું કે હું કાલે મ્હારું ઓળખાણ આપીશ; તો આજે તમ્હારી પ્રતિજ્ઞા પૂરી કરી મ્હારું કૌતૂહલ શાન્ત કરો.”

યુવતી બોલી; “આપના ઋણથી હું સદા બંધાએલીછું. અને આપ જેવા ક્ષત્રિયકુલ સૂર્યને જોતાં મ્હને ઘણો આનંદ થાયછે. આપને મ્હારું ઓળખાણ કરવાની ઉત્કંઠા છે તો હું કહુંછું. મ્હારું રહેવાનું સ્થાન રૂપનગર છે. હું રૂપનગરના મહારાજાના રાજમહેલમાં રહુંછું.”

યુવકને આ સાંભળી પરમ આશ્ચર્ય થયું; અને તેથી વિશેપ આનંદિત થતો તે બોલ્યો; “તો શું ત્હમે મહારાજા વિક્રમકેતુની હૃદય સર્વસ્વ ચમ્પાનિલા છો?”

યુવતી હસીને બોલી; “નહિ.”

યુવક આ ઉત્તરથી તો વધારે આશ્ચર્ય પામ્યો ને બોલ્યો; “ત્યારે તમે કોણ છો?”

યુવતી બોલી; “જે નામથી મ્હને લોકો બોલાવે છે તે નામજ હું કેવલ જાણુંછું.”

યુવકે પૂછ્યું; “ત્યારે લોકો તમને કયા નામથી બોલાવે છે?”

યુવતી હસીને બોલી; “પ્રમીલા.”

યુવક બોલ્યો; “અહો! એ નામ તો મ્હેં એકાદવાર સાંભળ્યું છે પણ કયાં તે સ્મરણમાં નથી.” આટલું બોલી યુવકના મુખ ઉપર અપૂર્વ હર્ષ છવાઇ ગયો. પરંતુ ક્ષણવાર પછી શોક નિમગ્ન બની બોલ્યો. “શુભે! આજે તમને તમારી સખિનો મેળાપ થશે; પરંતુ તમારી મધુરીવાણીથી હવે આ કર્ણો નિર્ભાગી બનશે. પરંતુ પ્રમીલે! આ પરિચિત માણસનું કદિ સ્મરણ કરજો. દિલ્લીથી અહીં સુધી આવતાં ત્હમે મ્હારા ખાનપાન માટે અતિશ્રમ લીધો છે તેને માટે પણ ક્ષમા કરજો.”

પ્રમીલા બોલી; “ક્ષત્રીવર! આપની હૃદય મહત્તા કોણ વર્ણવી શકશે? હું અને મ્હારી સખિ બંને આપના વીરબાહુબલનાં કદી અનૃણી થઇ શક-

વાનાં નથી.” આટલું બોલતાં તેણે નીચું જોયું. તેના વદનકમલ ઉપર શોકની છાયા પથરાણી ભાસી નયન પણ સજળ થયાં ભાસ્યાં.

આ જોઇ યુવકનું મન ખિન્ન થયું. યુવતીની પાસે જઇ તેનાં નયનાશ્રુ લ્હોવાની યુવકને ઇચ્છા થઇ; પરંતુ શિષ્ટાચારનું અતિક્રમણ કરવું ક્ષત્રિયને ઉચિત નથી; એમ સમજી તે-પણ સ્વસ્થાનેજ બેઠો રહ્યો.

થોડીવારે બંને જણાં ઉભાં થયાં. અને સમીપમાં તૈયાર રહેલા ઝણુઝણુતા રથમાં બંને બેઠાં. ઘોડાના ડાબલા વાગતાં રથ રૂપનગરમાં ચાલ્યો; અને જે સ્થળે પહેલાં ચમ્પાનિલા ઉતરી હતી. તે સ્થળે પ્રમીલાને ઉતારી રથ પાછો વળ્યો. પ્રમીલાની સાથે વાતચીત કરનારો આ યુવક બલેન્દ્રસિંહ પણ પોતાના સ્વસ્થાન તરફ ગયો. પ્રિયવાચક! આ બલેન્દ્રસિંહ તેજ રાજસિંહ છે. તેજ ચમ્પાનિલા અને પ્રમીલાનો ઉદ્ધારક છે અને તેજ આર્યાવર્ત્તના ઉદ્ધારનું આશા કુસુમ છે.

# પ્રકરણ એકવિશમું.

## શોકજનક દેખાવ.

:o:

પ્રિય વાચકો! કૃપા કરી આપ આજે પાદશાહી મહેલના આ એકાંત ઓરડા તરફ પધારો. આજે એ ઓરડામાં એક ખેદકારક બનાવ બનવાનો છે. આજે એ ઓરડામાં જવાની પાદશાહ ઔરંગઝેબની સખ્ત મનાઇ છે; પરંતુ પ્રિયવાચક! ઔરંગઝેબ તો શું પણ તેના દાદાના દાદા બાબરથી પણ અટકાવી ન શકાય એવું કલ્પના વિમાન મ્હેં આપને ત્યાં લઇ જવા માટે બનાવી રાખ્યું છે. એ વાયુ કરતાં હજારોગણા વેગવાળું, લાખો તરવારો વાળાથી પણ ભેદી ન શકાય એવું અને કદિ થાકે નહિ એવું છે. આપ તેમાં બિછાવેલા તકિયા ઉપર બિરાજો હવે હું તેને ચલાવુંછું. જુઓ ચિંતવન કરતાંમાં, તો આપણું વિમાન ગુજરાતમાંથી ઉડી દિલ્લીના આ ઓરડા સમીપ આવી પહોંચ્યું.

પરંતુ હા! આ શું જણાય છે? રાત્રિનો પૂર અમલ જામેલો છે. વાયુ પણ ઘોર નાદે ગર્જના કરી ઝાડ અને પ્રાણીમાત્રાને કંપાવી રહ્યો છે! શ્યામ અંધકાર પોતાના ભયંકર સ્વરૂપે પૃથ્વી ઉપર તૂટી પડ્યો છે! પરંતુ હાય! આ મકાનની આસપાસ આ ભૂતાવળ કેવી? તરવારોનો ખડ-

સુમતી બોલી. “મહારાજ ! આપે બહુ ઉત્તમ શીખામણ દીધી ! પુરોહિતની કન્યાને એ રસ્તે લઈ જનીજ આપને ઘટેછે” આટલું કહેતાં કહેતાં તો તેનાં નેત્રો ક્રોધે લાલચોળ થયાં; ને તે બોલી. “હે સૂર્યવંશ-કુલાંગાર ! ત્હને લાજ પણ નથી આવતી ? કાયર થઇ વિધર્મી યવનોનું શરણ લેનાર ત્હને સોવાર; અરે ! હજારોવાર ધિક્કાર છે. પવિત્ર શ્રી રામ-ચંદ્રજીના વંશમાં જન્મગ્રહણ કર્યાં છતાં યવનોની સેવા કરતાં તને જરાપણ શરમ નથી આવતી ? તું શું ક્ષત્રી છે ? સપરિવાર બ્રાહ્મણ કુલનું રક્ષણ કરવું એ ત્હારો કુલ ધર્મ છે; પરંતુ ધનલોભને વશ થઇ તું ત્હારૂં કર્તવ્ય ભૂલી ગયોછું. પતિત થયેલો તું પ્રાણાર્પણ કરી અમારી રક્ષા કેવી રીતે કરી શકવાનો હતો ? અરે તેતો ત્હારાથી બનવાનું નથી; પણ ઉલટો અમારૂં સર્વસ્વ નાશ કરવા તૈયાર થયો ? અરેરે ! ત્હારી માતાએ ત્હને આ પૃથ્વીનું દર્શનજ શામાટે કરાવ્યું. ત્હારો ગર્ભ પેટમાંથીજ કેમ ગળી ન ગયો ? મ્હને માલૂમ નહોતું કે પૃથ્વી માતા ત્હારા સરખા નરાધમોનો ભાર હજુસુધી પણ ઉપાડી રહીછે.”—

સુમતીનાં આ વચનોથી અપમાન પામેલો જયસિંહ હાથ જોડી પાદશાહને કહેવા લાગ્યો, “જહાંપનાહ ! એક હલકા બ્રાહ્મણની છોકરી હજુરના દેખતાં મ્હારૂં આવું અપમાન કરે એ હજુરને શોભતું નથી.”

ઔરંગઝેબ ક્રોધી થઈ બોલ્યો; “સુમતી ! લવારો મૂકી કહીદે કે હું તમારી થઈ, નહિતો ત્હારા ધણીનું માથું કપાતું ત્હારે હમણાંજ જોવું પડશે.” આટલું બોલી શાહે જલ્લાદો સામું જોયું. જલ્લાદો પાદશાહના મનનો ભાવ સમજી સત્યશર્મ્માનું શિર કાપવા હવે તૈયાર થઇ ગયા. આ જોતાં સુમતી ફાટે સ્વરે રડતાં રડતાં બોલવા લાગી.

“દિલ્લીશ્વર ! ક્ષમાં કરો. નામદાર ! ક્ષમા કરો.” આટલું કહેતાં કહેતાં તો તે બેશુદ્ધ થઇ ઔરંગઝેબના પગપાસે ઢળી પડી.

સત્યશર્મ્મા સુમતીને ધીરજ દેતાં બોલ્યો; “પ્રિયે ! તું આ શું કરેછે? યવનોને પગે ત્હારૂં પવિત્ર શિર શામાટે અડાડેછે ? છિ : ! છિ : ! ધીરજ રાખ. મ્હારા નશીબમાં જે લખ્યું હશે તે થશે. ભાગ્ય મટાડવાને કોઈનું સામર્થ્ય નથી. પ્રિયે ! એકવાર તો શું પણ સોવાર હું મૃત્યુ મુખમાં પ્રવેશ કરી શકું છું; પરંતુ ત્હારાં નેત્રોમાં છલકાતાં આંસુ હું જોઇ શકતો નથી. પ્રિયે પ્રાણેશ્વરિ ! તું મ્હારે માટે લગારે ચિંતા કરમાં; મ્હારે માટે રો માં; પરંતુ હૃદયેશ્વરિ ! પ્રાણાર્પણથી પણ સ્વધર્મનું રક્ષણ કરજે. પ્રિયે ! હવે હું ચિરકાલ માટે ત્હારી પાસેથી વિદાય થાઉંછું. પરંતુ આપણે પાછાં સ્વર્ગમાં

મળીશું. હું ત્હારી વાટ સ્વર્ગમાં જોઇશ." આટલું બોલી જલ્લાદ સામું જોઈ બોલ્યો; "હવે શામાટે વિલંબ કરોછો? લો તમારૂં કામ જલદી કરો" આટલું બોલી તેણે ઘુંટણીએ બેસી પોતાનું શિર નીચું ઝૂકાવ્યું.

ઔરંગઝેબ બોલ્યો, "સુમતી બેગમ! હજુપણ બોલ કે હું તમારી બેગમ થઇ."

આ સાંભળતાં સત્ય બમણો ક્રોધી થઇ બોલ્યો; "પામર! નરાધમ! દુરાચાર! ત્હને એક અસહાયી અબલાને કષ્ટ દેતાં લાજ નથી આવતી?"

સત્યને મુખે પોતાનું થયેલું અપમાન જોઇ ઔરંગઝેબ બોલ્યો; "અહો! આટલી બધી નાદાની! મ્હારો પણ તિરસ્કાર!" પછી તે જલ્લાદો પ્રતિ બોલ્યો. "જલ્દી આ કાફિરની ગરદન અલગ કરો."

જલ્લાદો બોલ્યા; "હજૂરનો જેવો હુકમ; ફરી તેણે સત્યને ધક્કો મારી કહ્યું. "બેસી જા ઓ કમબખ્ત!"

સત્યે બંને જલ્લાદો તરફ એકવાર પોતાનો ક્રોધ ભર્યો દૃષ્ટિપાત કર્યો; અને ફરી પાછો ઘુંટણીએ બેસી હાથજોડી કહેવા લાગ્યો. "ઓ પૂજ્યપિતાજી! ઓ પ્રાણાધિક! હવે હું તમ્હારાથી વિદાય થાઉંછું. મ્હારા અનેક અપરાધો ક્ષમા કરો. મ્હને ક્ષમા કરો. મ્હારા જેવા અધમને માટે આપને અનંત કષ્ટો સહન કરવાં પડયાં છે." આટલું બોલતાં બોલતાં ત્હેનાં નયનો સજળ થયાં. વળી સુમતી સામું જોઇ બોલ્યો. "પ્રિયે! મ્હને ચિરકાળ માટે ભૂલી જજે. ત્હારી પ્રીતિ, આ દાસ ભવોભવ ભૂલવાનો નથી. ત્હારાથી મ્હેં અનંત સુખો લીધાં છે. આપણું સુખ બહુ થોડો કાળજ રહ્યું છે; તો પણ એવું સુખ પ્રભુ મ્હને ભવોભવ આપો; ત્હારો મેળાપ ભવોભવ થાઓ એ મ્હારી પ્રભુ પાસે માગણી છે." આટલું બોલી તેણે પોતાના જોડેલા હાથ આકાશ તરફ ઉંચા કર્યા અને પોતાનું માથું પણ ઉંચું કરી બોલ્યો. "હે પરમેશ્વર! હે ભગવન્! હે દીનબન્ધો! હે કૃપાસાગર! દયા કરી આ દીન બાળકને શરણે લ્યો. હૃદયવિહારિ! આપ મ્હારું હૃદય જાણો છો. આપનાં ચરણકમલોનોજ મ્હને ભરોંસો છે નાથ! કૃપાળુ બની મ્હને છોડશો નહિ. આપનું કનકકુંડલભૂષિત વદન કમલ સ્મરતાં મ્હને બધુ દુઃખ વિસ્મૃત થાય છે. નાથ!" આટલું બોલતાં તેની વાણી બંધ થઇ; આંખો મીંચાઇ ગઇ.

ત્યાં તો એક જલ્લાદે તેની ગરદન ઉપર તલવારનો ઘા કર્યો. ગરદન અને શ્વાસનળીને કાપી તલવાર આરપાર ચાલી ગઈ. અને વિશાળ વક્ષસ્થળવાળું, લોહીથી રંગાયેલું અને બે હાથ જોડેલું સત્યશર્માનું સુંદર કલેવર

વૃધ્ધે શીઘ્રતાથી ખાંજહાંના હાથમાંથી છરો છિનવી લીધો. તે જોઇ સુમતી બોલી "પિતાજી! જે હાથથી આપે આ વ્હાલી પુત્રીને દૂધ પાઇ ઉછેરી છે તે હાથને આપે અત્યારે પુત્રીના રુધીરથી શામાટે કલંકીત કરવો જોઇએ? લાવો હું જાતેજ બધાં કષ્ટોથી મુક્ત થાઉં છું." આટલું બોલી વૃદ્ધપિતાના હાથમાંથી છરો લઇ પોતેજ મહાબળથી પોતાના કોમળ હૃદયમાં ભોંકી દીધો. તરતજ ઝરઝર રુધીરની ધારા વહેવા લાગી.

સુમતીના હૃદયમાંથી છરો ખેંચી લઇ વૃધ્ધે તે તરતજ પોતાના ગળામાં ખોસ્યો. અને ક્ષણમાં તો તે બેશુદ્ધ બની ભોંયે ઢળી પડયો,—સદાને માટે ઢળી પડયો.

સુમતીએ મૃત્યુ પહેલાં એકવાર રોશનઆરા તરફ જોયું. રોશનઆરા આવી સુમતીને પંપાળવા અને ડુસકાં ભરી અશ્રુપાત કરવા લાગી.

સુમતી બોલી; "સખિ! હવે તમ્હારી સુધામયવાણી હું સાંભળી શકવાની નથી! સખિ! ઉદયપુરીને મ્હારો આશીર્વાદ દઇ કહેજો કે આપના ઉપકારનો બદલો વાળવા સુમતી શક્તિમાન બની નથી. પણ જગદીશ્વર આપનું કલ્યાણ કરશે. અહાહા! દેખો સખિ! કેવો અલૌકિક પ્રકાશ નજરે પડેછે? મા યોગમાયા! તું મ્હારી રાહ જોઇ ઉભી છું? પ્રાણનાથ! ત્હમે પણ મ્હારી રાહ જોઇનેજ ઉભા છો? ચાલો આપના ચરણોમાં આ આવી." આટલું બોલતાં સુમતી ફરી બેશુદ્ધ બની ગઇ. તેનાં નેત્રો સ્થિર થઇ ગયાં અને જોતજોતાં પ્રાણપંખી સુમતીનું હૃદયપિંજર મૂકી ઉડી ગયો!!

ઔરંગઝેબ બોલ્યો; "હવે અહીં રહેવાની જરૂર નથી." આટલું બોલી તે સુમતીનું શબ નિહાળતો નિહાળતો ત્યાંથી ચાલ્યો ગયો.

આ ભયાનક ઓરડામાં એકતરફ ત્રણ લાસો અને સુમતીનું મુખ જોઇ રડતી રોશનઆરા રહ્યાં. બીજી તરફ ખાંજહાં અને જયસિંહનું દારુણ દ્વંદ્વયુદ્ધ ચાલ્યું. બંને એક બીજાપર તલવારના ઘા કરવા લાગ્યા. થોડીવારે ખાંજહાંએ જયસિંહને ભોંયપર પટકયો. અને બોલ્યો "બોલ હીજડા! હવે ત્હને જે કરવું હોય તે કરવાને હું શક્તિમાન છું. પરંતુ તું રોશનઆરાની માફી માગે તો તુને છોડી દેવા તૈયાર છું."

જયસિંહ ભોંયે પડેલો હાંફતાં હાંફતાં બોલ્યો. "હું તું કહે તે કરવા તૈયાર છું; પણ ત્હારો પગ મ્હારી છાતી ઉપરથી ઉપાડી લે. મ્હારો જીવ જાય છે"

ખાંજહાંએ હસીને પોતાનો પગ ઉપાડી લીધો અને. બોલ્યો; "હરામી કાફર! શાહજાદીની માફી માગી લે." જયસિંહ ઉભો થઇ રોશનઆરા તરફ હાથ જોડી બોલ્યો.

"શાહજાદી મ્હારી તકસિર માફ કરો."

રોશનઆરા નીચું ઘાલી રડતી હતી તે આંસુ લોતાં લોતાં બોલી. "ભાઇ ! તકસીર મ્હારા કિસ્મતની છે. ત્હારી કાંઈ તકસિર નથી. હવે તું કૃપા કરી હિંદુશાસ્ત્ર પ્રમાણે આ શબોને યથાવિધિ દહનક્રિયા કરાવ; તો ત્હારો ઘણો ઉપકાર થશે" વળી સુમતીના સામું જોઈ બોલી; "વ્હાલી સખિ ! હવે હું ત્હને કયાં નિહાળીશ ? ત્હારા સુંદર વદનમાંથી નીકળતો અમૃત જેવો "સખિ" શબ્દ હવે આ ભવમાં મ્હારે સાંભળવાનો નથી. આટલું બોલતાં બોલતાં ને રડતાં રડતાં રોશનઆરા ત્યાંથી ચાલી ગઇ.

જયસિંહે રોશનઆરાની આજ્ઞા પ્રમાણે ત્રણે લાસોને દહનક્રિયા કરાવી. આમ આ યમપુરિમાં આજે ઘોર ઉત્પાત થયો. પ્રિયવાચક ! આ બનાવ દેખાડી આપને શોકમગ્ન કરવા પડયા છે, પરંતુ ક્ષમા કરશો. સ્વકુલવિનાશી ઔરંગઝેબના સમયમાં મ્હારે અને આપને શોકમગ્ન થયા વિના બીજું શું પ્રાપ્ત થવાનું હતું ?

---

# પ્રકરણ બાવીશમું.

## ભવ્યમેળો.

ઉદયપુરના ઉપવનમાં આજે વસંતનો બ્હાર ભભકી રહ્યોછે. ફળભારે નમેલાં લીલાં કચ્ચનજેવાં આંબાનાં વૃક્ષો ઉપર કોયલો કુહૂ કુહૂના મધુર સ્વરે લલકારી રહીછે. ચારેતરફ કેસુડાંનાં વૃક્ષો લાલંલાલ બની રહ્યાં છે અને તેના ઉપર ખીલેલાં કેસુડાંનાં કુસુમો પોપટની નાસિકાઓની ભ્રાન્તિ કરાવેછે. વૃક્ષોની સાથે દૃઢાલિંગન કરી રહેલી જાઇ, જુઇ, જુવતિ, માધવી, માલતી ને મલ્લિકાની વેલોએ ફૂલેલાં અનંત પુષ્પો મ્હેક મ્હેક થઈ રહ્યાંછે. અને તે ઉપર મોહિત બનેલી અનેક ભમરીઓ અને ભમરાઓ ગુંજાગુંજ કરી રહ્યાંછે વૃક્ષોની ડાળીપર હિંચકા ખાતાં શુક અને સારિકાઓ વસંતની નેકી પોકારી રહ્યાં છે. અને તે સાંભળવામાં રસીયા બનેલા મયૂરો પણ પોતાનો નૃત્યાદિક રમણીય વ્યાપાર છોડી સ્તબ્ધ બની બેઠા છે. આ સમયે આજે ઉદયપુરમાં વસંતોત્સવ છે. આજે આ ઉપવનમાં પુરુષ અને રમણી વર્ગનો મેળો ભરાવાનોછે. આજે આ ઉપવનને ચારેતરફ કેળના સ્થંભો

રોપાવી, તે ઉપર રંગબેરંગી ધજાપતાકાઓ ચઢાવી તેમજ રંગબેરંગી વસ્ત્રો વીંટી રમણીય બનાવવામાં આવ્યું હતું. મધ્યભાગમાંથી પડદા નાંખી મર્યાદા સાચવવા ઉપવનના બે વિભાગ કરવામાં આવ્યા હતા. એક વિભાગમાં સ્ત્રી વર્ગનો અને બીજા વિભાગમાં પુરુષ વર્ગનો મેળો ભરાવાનો હતો. પુરુષવર્ગ ભરાયો નહોતો પરંતુ સ્ત્રી વર્ગ તો ખીચોખીચ ભરાઈ ગયો હતો.

ઉપવનની પાસે એક વિશાળ નદ છે. તેમાં કેટલીક રમણીઓ સ્નાન કરવા પડેલી છે. કેટલીક ઉભી તરેછે. તે જળમાં તરતા કનકના રવૈયા જેવી શોભેછે. કેટલીક પારસનાથની મૂર્ત્તિ પેઠે પલોંઠીવાળી તરેછે. કેટલીક હાથપગ તરતા રાખી ચત્તી પડેલી છે. તરતાં તરતાં રમણીનો કાળો શ્યામ ચોટલો જળમાં છૂટો થઇ ગયો છે તે નદીઉપર તરતા સર્પસમાન ભાસેછે. જળપર તરતાં રમણીનાં ચોટલાવાળાં શિરોથી, આખી નદી ખીલેલાં ને ભમરાથી વીંટેલાં કમળોથીજ ભરી હોય એમ ભાસેછે. કેટલીક રમણીઓ થોડાજળમાં ઉભેલી છે. તેનાં સૂક્ષ્મવસ્ત્રો ભીંજાવાથી તેમાંથી ઉંચાં નીચાં સર્વે રમણીય અંગો દેખાય છે. કેટલીક રમણીઓ ડૂબકી મારી સખિનો પગ ઝાલેછે. કોઈ સુંદરાંગી સખીનાં નયનકમલોપર જળ છાંટેછે. કેટલીક મદમસ્ત મહિલાઓ તો રસે ભરાઇ પ્રિય સખીને આલિંગન કરેછે. અને આલિંગતાં આલિંગતાં મદનકેલિમાં પ્રિયતમ બની સખીનો કેશકલાપ ગ્રહી સિત્કાર સાથે બળે અધરદશન કરેછે. આથી મદવિહ્‌વલવામાને શરીરે રોમાંચ છાય છે. કેટલીક કામિનીઓનાં વિશાળ નિતંબ સ્થળે માછલીઓ અથડાવાથી તે ભયવિહ્‌વલ, બનેછે; અને ચંચળ લોચનાંપાંગે અરૂંપરૂં નિહાળે છે. આમ અનંતવિહાર કરતી અનેક તરુણીઓથી નદનાં ઘણાંક કમળોનો નાશ થયો, જળ મલિન થયું અને લહરિઓ ભાગી ગઇ. આથી અપમાનિત બનેલો નદ હવે જાણે કુપિત થયો. કોપાવેશમાં ઘુઘુ ગાજવા ને ઉંચો નીચો ઉછળવા લાગ્યો. હવે તેણે પોતાના તરંગરૂપ બાહુથી યુવતીઓ સાથે સંગ્રામ માંડયો. પ્રથમતો પોતાના તરંગબાહુથી અનેક યુવતીઓને તેણે ચત્તીપાટ નાંખી દીધી; તેમને ઉંચી કરી વારંવાર પછાડવા અને રગદોળવા લાગ્યો, અને ક્ષણમાં તો સ્વચ્છંદે કામિનીઓ ઉપર વિહરવા લાગ્યો. જોતજોતામાં તેણે સર્વેને શિથિલ કરી નાંખી, કોઇનું ઝીણું અંગવસ્ત્ર ખસેડી ફાડી તોડી નાંખ્યું. કોઇનો અંબોડો વિખેરી નાંખ્યો. અધર ઉપરની લાલાશ, આંખનું અંજન અને સ્તન ઉપરનો અંગરાગ રમણ કરી કરી ભુંસાવી નાંખ્યો. અને રમણીઓને શ્રમિત બનાવી દીધી. કેટલીક કામિનીઓ હવે કંપવા લાગી અને કેટલીક તો ટાઢવાતી હોય તેમ સિત્કાર કરવા લાગી. આમ

કેટલીક કામિનીઓ નદીમાં સ્નાન કરતી હતી અને કેટલીક નદીમાંથી નીકળી વસ્ત્રાલંકારો ધારણ કરવા લાગી.

અનંત રજપુત મહિલાઓ નાના પ્રકારનાં પુષ્પોથી પોતાના શૃંગારો સજવા લાગી. કોઈ પોતાના સુંદર કેશકલાપમાં ગુલાબનાં પુષ્પો ગુંથવા લાગી. કોઇ ચિત્તચોર ગૌરવામા કોમળ કરે પુષ્પનાં કંકણો પહેરવા લાગી. કોઇ કમલવદની કામિની પોતાના કઠિન ઉચ્ચ પયોધરપર ચમેલીની માળા ઝૂલાવવા લાગી ને કોઇ રસધામારામા તો પોતાનાં ચરણતળો અલતાના રંગથી રંગવા લાગી. વળી કેટલીક કામિનીઓ ટોળે મળી આનંદે મંગલ ગીત ગાતી હતી. ગાતાં ગાતાં તેમના કોકિલકંઠમાંથી નીકળતા ગીતના; ફરતાં ફરતાં ભૂમિતલ સાથે અથડાતાં છવીંટીઆંના; પરસ્પર અથડાતાં ઝાંઝરના; કટિસાથે અથડાતી કટિમેખળાની ઘુઘરિયોના; અને કર ઉપર કર પડતાં મનોહર નાદ કરતાં કંકણોના સ્વરે આખું ઉપવન મનોહર સ્વરમય બન્યું. એક રસીલી રામા તો પોતાના અંકમાં રાખેલા સિતારપર ડાબા કરની લલિત અંગુલિયો નચાવી, પડખામાં બેઠેલી સુંદર સખીનો પોતે પ્રિયતમજ હોય તેમ આ સુંદરગીત, સિતારના ઝણઝણાટ સાથે પોતાનો સ્વર મેળવી ગાવા લાગી.

### જંગલો તાલ દાદરો

[1]બાંકી છબી ક્યમ ભૂલે પ્યારી;
નવલ શશિ લજવાઈ ગયો રે. બાંકી છબી. ૧
ચંપકકલિ નવરંગ ભરેલી;
કેસર રંગ કરમાઈ ગયો રે. બાંકી છબી. ૨
હીરા માણેક મોતી માલા;
કંઠ બહાર છવાઇ ગયો રે. બાંકી છબી. ૩
નેહભરી આંખડી અણિયાળી;
ખટકો જીવ ખટકાઇ ગયો રે.
બાંકી છબી ક્યમ ભૂલે પ્યારી;
નવલ શશિ લજવાઇ ગયો રે.

આ સમયે ઉપવનના બીજા ભાગમાં પણ પુરુષવર્ગનો, ભરાવો થવા લાગ્યો હતો. કેટલાક યુવકો અશ્વ ઉપર બેસી તેને ખેલાવવા લાગ્યા. કેટલાક વીરો કમરે તલવાર લટકાવી આમતેમ ફરવા લાગ્યા. કેટલાક ક્ષાત્રતેજથી શોભતા શૂરાઓ પરસ્પર તલવારના પટ્ટા ખેલવા લાગ્યા. કેટલાક તલવારની

૧ જુઓ કર્પૂરમંજરી ભાષાંતર. ( બા. ઉ. )

રોપાવી, તે ઉપર રંગબેરંગી ધજાપતાકાઓ ચઢાવી તેમજ રંગબેરંગી વસ્ત્રો વાંટી રમણીય બનાવવામાં આવ્યું હતું. મધ્યભાગમાંથી પડદા નાંખી મર્યાદા સાચવવા ઉપવનના બે વિભાગ કરવામાં આવ્યા હતા. એક વિભાગમાં સ્ત્રી વર્ગનો અને બીજા વિભાગમાં પુરુષ વર્ગનો મેળો ભરાવાનો હતો. પુરુષવર્ગ ભરાયો નહોતો પરંતુ સ્ત્રી વર્ગ તો ખીચોખીચ ભરાઈ ગયો હતો.

ઉપવનની પાસે એક વિશાળ નદ છે. તેમાં કેટલીક રમણીઓ સ્નાન કરવા પડેલી છે. કેટલીક ઉભી તરેછે. તે જળમાં તરતા કનકના રવૈયા જેવી શોભેછે. કેટલીક પારસનાથની મૂર્ત્તિ પેઠે પલોંઠીવાળી તરેછે. કેટલીક હાથપગ તરતા રાખી ચત્તી પડેલી છે. તરતાં તરતાં રમણીનો કાળો શ્યામ ચોટલો જળમાં છૂટો થઇ ગયો છે તે નદીઉપર તરતા સર્પસમાન ભાસેછે. જળપર તરતાં રમણીનાં ચોટલાવાળાં શિરોથી, આખી નદી ખીલેલાં ને ભમરાથી વીંટેલાં કમળોથીજ ભરી હોય એમ ભાસેછે. કેટલીક રમણીઓ થોડાજળમાં ઉભેલી છે. તેનાં સૂક્ષ્મવસ્ત્રો ભીંજાવાથી તેમાંથી ઉંચાં નીચાં સર્વે રમણીય અંગો દેખાય છે. કેટલીક રમણીઓ ડૂબકી મારી સખિનો પગ ઝાલેછે. કોઈ સુંદરાંગી સખીનાં નયનકમલોપર જળ છાંટેછે. કેટલીક મદમસ્ત મહિલાઓ તો રસે ભરાઇ પ્રિય સખીને આલિંગન કરેછે. અને આલિંગતાં આલિગતાં મદનકેલિમાં પ્રિયતમ બની સખીનો કેશકલાપ ગ્રહી સિત્કાર સાથે બળે અધરદશન કરેછે. આથી મદવિહ્‌વલવામાને શરીરે રોમાંચ છાય છે. કેટલીક કામિનીઓનાં વિશાળ નિતંબ સ્થળે માછલીઓ અથડાવાથી તે ભયવિહ્‌વલ, બનેછે; અને, ચંચળ લોચનાંપાંગે અરુંપરું નિહાળે છે. આમ અનંતવિહાર કરતી અનેક તરુણીઓથી નદનાં ઘણાંક કમળોનો નાશ થયો, જળ મલિન થયું અને લહરિઓ ભાગી ગઇ. આથી અપમાનિત બનેલો નદ હવે જાણે કુપિત થયો. કોપાવેશમાં ઘુઘુ ગાજવા ને ઉંચો નીચો ઉછળવા લાગ્યો. હવે તેણે પોતાના તરંગરૂપ બાહુથી યુવતીઓ સાથે સંગ્રામ માંડયો. પ્રથમતો પોતાના તરંગબાહુથી અનેક યુવતીઓને તેણે ચત્તીપાટ નાંખી દીધી; તેમને ઉંચી કરી વારંવાર પછાડવા અને રગદોળવા લાગ્યો, અને ક્ષણમાં તો સ્વચ્છંદે કામિનીઓ ઉપર વિહરવા લાગ્યો. જોતજોતાંમાં તેણે સર્વેને શિથિલ કરી નાંખી, કોઇનું ઝીણું અંગવસ્ત્ર ખસેડી ફાડી તોડી નાંખ્યું. કોઇનો અંબોડો વિખેરી નાંખ્યો. અધર ઉપરની લાલાશ, આંખનું અંજન અને સ્તન ઉપરનો અંગરાગ રમણ કરી કરી ભુંસાવી નાંખ્યો. અને રમણીઓને શ્રમિત બનાવી દીધી. કેટલીક કામિનીઓ હવે કંપવા લાગી અને કેટલીક તો ટાઢવાતી હોય તેમ સિત્કાર કરવા લાગી. આમ

કેટલીક કામિનીઓ નદીમાં સ્નાન કરતી હતી અને કેટલીક નદીમાંથી નીકળી વસ્ત્રાલંકારો ધારણ કરવા લાગી.

અનંત રજપુત મહિલાઓ નાના પ્રકારનાં પુષ્પોથી પોતાના શૃંગારો સજવા લાગી. કોઈ પોતાના સુંદર કેશકલાપમાં ગુલાબનાં પુષ્પો ગુંથવા લાગી. કોઇ ચિત્તચોર ગૌરવામા કોમળ કરે પુષ્પનાં કંકણો પહેરવા લાગી. કોઇ કમલવદની કામિની પોતાના કઠિન ઉચ્ચ પયોધરપર ચમેલીની માળા ઝુલાવવા લાગી ને કોઇ રસધામારામા તો પોતાનાં ચરણતળો અલતાના રંગથી રંગવા લાગી. વળી કેટલીક કામિનીઓ ટોળે મળી આનંદે મંગલ ગીત ગાતી હતી. ગાતાં ગાતાં તેમના કોકિલકંઠમાંથી નીકળતા ગીતના; ફરતાં ફરતાં ભૂમિતલ સાથે અથડાતાં છવીંટીઆંના; પરસ્પર અથડાતાં ઝાંઝરના; કટિસાથે અથડાતી કટિમેખળાની ઘુઘરિયોના; અને કર ઉપર કર પડતાં મનોહર નાદ કરતાં કંકણોના સ્વરે આખું ઉપવન મનોહર સ્વરમય બન્યું. એક રસીલી રામા તો પોતાના અંકમાં રાખેલા સિતારપર ડાબા કરની લલિત અંગુલિયો નચાવી, પડખામાં બેઠેલી સુંદર સખીનો પોતે પ્રિયતમજ હોય તેમ આ સુંદરગીત, સિતારના ઝણઝણાટ સાથે પોતાનો સ્વર મેળવી ગાવા લાગી.

જંગલો તાલ દાદરો

[1]બાંકી છબી ક્યમ ભૂલે પ્યારી;
નવલ શશિ લજવાઈ ગયો રે. બાંકી છબી. ૧
ચંપકકલિ નવરંગ ભરેલી;
કેસર રંગ કરમાઈ ગયો રે. બાંકી છબી. ૨
હીરા માણેક મોતી માલા;
કંઠ બહાર છવાઇ ગયો રે. બાંકી છબી. ૩
નેહભરી આંખડી અણિયાળી;
ખટકો જીવ ખટકાઇ ગયો રે.
બાંકી છબી ક્યમ ભૂલે પ્યારી;
નવલ શશિ લજવાઇ ગયો રે.

આ સમયે ઉપવનના બીજા ભાગમાં પણ પુરુષવર્ગનો, ભરાવો થવા લાગ્યો હતો. કેટલાક યુવકો અશ્વ ઉપર બેસી તેને ખેલાવવા લાગ્યા. કેટલાક વીરો કમરે તલવાર લટકાવી આમતેમ ફરવા લાગ્યા. કેટલાક ક્ષાત્રતેજથી શોભતા શૂરાઓ પરસ્પર તલવારના પટ્ટા ખેલવા લાગ્યા. કેટલાક તલવારની

૧ જુઓ કર્પૂરમંજરી ભાષાંતર. ( ભા. ૬. )

વિવિધ કસરતો કરવા લાગ્યા. એક તરફના ક્ષત્રિય વીરો અદ્ભૂતતા ઉપજાવનારી નિશાન પાડવાની રમતો કરવા લાગ્યા કેટલાક શબ્દ વેધી બાણો મારવા લાગ્યા તો કેટલાક ચક્કર ચક્કર ફરતાં અનેક નિશાનોમાંથી પોતાનું ઇષ્ટ નિશાન ઉડાડવા લાગ્યા. ઉપવનના એક ભાગમાંથી બંદૂકે નિશાન પાડતા વીરોથી ફૂટતી બંદૂકોનો વારંવાર " હુમ હુમ " શબ્દ આવતો હતો. કેટલાક ક્ષત્રિય પુત્રો પોતે ચક્કર ચક્કર ફરી નિશાનને તોડવા લાગ્યા. કેટલાક દૂર રાખેલા લીંબુને ઉંચું ઉછાળી તોડવા લાગ્યા. આવી કસરતો કરતાં તેમનાં વદનકમળોમાં ઉત્સાહ અને આનંદ સ્પષ્ટ ચળકી રહેતો હતો. એટલામાં રમણીવર્ગવાળા ઉપવનમાં કોઇ એક સુંદરી પત્ર લઇ આવી. તેની આસપાસ અનેક સુંદરીઓ ભેગી થઇ. એક સુંદરી બોલી; " સખિ ! જો તો ખરી ? આ પત્રમાં શું લખેલું છે ? " બીજી બોલી; " સખિ ! બીજું શું હશે ? મદનદેવનું કોઈ માંગલિક ગીત હશે. " ત્રીજી બોલી:–" ચાલો સખિ. જોઇએ તો ખરાં કે એમાં શું છે ? " આમ વાતચીત કરતાં અનેક યુવતીઓ ભેગી થઈ. એક યુવતી તે ગીત જોઇ બોલી; " સખિ ! આ મદનદેવનું ગીત તો નથી આ તો કોઈ બીજા દેવનું ગીત લાગે છે. " આવો આપણે બધી ભેગી થઈ ગાઇએ. " જોતજોતાં તો અનેક યુવતીઓ આ સુંદરગીતને સુંદર સ્વરથી લલકારવા લાગી. તેમના સ્વરથી બધી દિશાઓ નાદમય બની. પંખીગણો પણ જાણે ધ્યાન ધરી આ ગીત સાંભળવા સ્તબ્ધ થયાં. વીરકેલીમાં મસ્ત થયેલા પુરુષો પણ પોતપોતાના વ્યાપાર છોડી આ ગીત સાંભળવા લાગ્યા. સુંદર સ્વર પવનપર સ્વાર બની આમતેમ સ્વચ્છંદ ક્રીડા કરવા લાગ્યો.

### * झूलणा छंद.

અડગ શૂરા ખરા સામતો આ સમે,
મુગલદળ જીતવા અત્ર આવ્યા;
ખડ્ગ બરછી કટારી સજી શસ્ત્રને,
અસ્ત્ર અગણિત નિજ સાથ લાવ્યા;
ઘોડલા ગરૂડ શા વીજળી વેગના,
તેગ ચળકાટ પણ છેજ તેવા;
છો તમે શૂર નદિ ગંગના પૂર શા,
ભીષ્મ ને દ્રોણ, લવ કુશ જેવા.    ૧

* ગૂજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલા પ્રતાપનાટક ( આવૃતિ ત્રીજી. ) અંક ૪ થો, પ્રવેશ પાંચમો. પૃષ્ઠ ૯૫, ૯૬, ૯૭, ૯૮ ની કવિતામાંથી.

આજ રાખો ઘણો રંગ રણક્ષેત્રમાં,
પૂર્વજો પ્રાણી તમ જોઇ રીઝે;
સમય આ'વો નહિ આવશે શૂર ઓ!
લાવ [1]બે રીતનો સઘ લીજે;
જીતથી કીર્તિ વધશે બધા વિશ્વમાં,
પ્રસન પરિયા થશે પુત્ર પેખી;
દેહ રણમાં પડયે અપ્સરા અધરથી,
નિજ વિમાને ધરે નાથ લેખી. ૨

કીકિયારી કરો કારમી ખડ્ગ ધરિ,
ગર્ભ મુગલાણીના જાય તૂટી;
આભ તૂટયો ગણી તાર્તરીલોક,
તજિ જાય રણભૂમિ ઝડ વાળિ મૂઠી!
તીર તલવાર ભાલા કટારી ભલાં,
શસ્ત્ર શોણિત વિણુ શુષ્ક ભાસે;
જોગણી, વીર ત્યમ ભૂત ને ડાકીણી
ભોગ લેવાની આવ્યાં છ આશે, ૩

શૂરને ઓથ કોની ન કદિ જોઇએ,
આપ બળથી રણે આવી ઝૂઝે;
ગાત્રને માટિના પાત્ર જેવું ગણે,
હેમનો કુંભ જશ આપ બૂઝે;
નાકને કાજ નિજ શીશ અર્પે બધું,
શરિરને તરણની તુલ્ય જાણે;
છેડતાં તેમને કેડ છોડે નહિ,
કોપ કરિ કારમો અંત આણે. ૪

ઓ વિરા! આજ રવિરાજ નભમાં છબી,
નૂર નિજ વંશીતુ એ નિહાળે;
તેજ કેવું તમે રણ વિખે દાખવો,
ભાવથી ભાનુ ઓ ભ્રાત! ભાળે!
જશ જમાવો તમે જુદ્ધમાં સામતો,
પ્રીત પરતાપ પર પ્રૌઢ આણી;
દેશની લાજ ખાતર ખરો ટેક ધરિ,
શત્રુદળને કરો ધુળધાણી. ૫

ગીત સાંભળતાં સાંભળતાં વીરજનો વારંવાર આવેશમાં આવી જતા હતા. કેટલાકના અધર ફરકતા હતા. કેટલાકનાં શરીરો પરસેવાવાળાં બની

1 જીવે જશનો ને મુએ સ્વર્ગનો.

ઝૂજતાં હતાં. અને કેટલાક વીરો તો સિંહનાદે ગર્જના કરતા હતા. ક્ષણવારમાં તો મેળાનો રંગ ફરી જઇ કોઇ વિકાળ યુદ્ધ ભૂમિ હોય એવો દેખાવ બની ગયો એટલામાં છેટેથી મહારાજા રાજસિંહની સ્વારી આવવા લાગી. તેમની આગળ કેટલાક સૈનિકો. "મહારાજાની જય" પોકારી ધજાપતાકા ફડાવતા હતા કેટલાક રણવાઘોનો ટંહેકાર મચાવતા હતા. તુરાઇનો શૂર ભર્યો સુર, શૂરવીરોનાં શરીરોમાં ઉત્સાહ પૂરતો હતો. ક્ષણમાં તો આ વીરમંડળ ત્યાં આવી પહોંચ્યું. મહારાજાની ભવ્ય ગંભીર મુખ મુદ્રા ઉપર અત્યારે રણનો ઉત્સાહ છવાઇ રહ્યો જણાતો હતો તેમની સુંદર વક્રભ્રૂકુટિ વિશાળ લલાટ સ્થળ ઉપર વારંવાર ઉંચી નીચી ચઢતી હતી. પ્રસન્નસિંહના જેવી લોચન દૃષ્ટિ અત્યારે સ્થિર રહી હતી પરંતુ તેમાં અંતર્ભાવની લાલાશ સ્પષ્ટ જણાતી હતી. મહારાજાની સમીપમાં એક અત્યન્ત સુંદર કદાવર પુરુષ કાળારંગના અશ્વ ઉપર સ્વાર થઇ ઘોડો રમાડતો આવતો હતો. મહારાજાને નિહાળી સર્વે વીરજનો પોતાના શસ્ત્રો ઉંચા કરી તથા શિરનીચાં નમાવી માન આપવા લાગ્યા. અને ગંભીર મેઘનાદથી કહેવા લાગ્યા. "મહારાજા દેશને યવન રહિત કર્યા સિવાય અમે આજનો મહોત્સવ કરવાના નથી. શત્રુઓના હાથમાં માતૃભૂમિને જોઇ, અમે કયે મુખે પ્રસન્નતા પ્રકટ કરિયે? આજે અમે યવન વિરૂદ્ધ ચઢાઈ કરવા ઇચ્છીએ છિયે. મહારાણા રાજસિંહ વીરોનો ઉત્સાહ અને મનોભિલાષ જોઇ કહેવા લાગ્યા. "રાજપુત વીરગણ! આપની ઇચ્છા તૃપ્ત કરવા માટેજ હું આ વીરપુરુષને સાથે લઇ અહીં આવ્યો છું. હું આ પત્ર વાંચુછું, આપ સાંભળો. યવન લોકો ક્ષત્રિય પ્રતિ કેવો વ્યવહાર કરે છે તે આ પત્રથી આપ જાણી શકશો. એટલું બોલી પત્ર વાંચવા લાગ્યાં.

પત્ર.

"શ્રીલશ્રીયુત મહારાજાધિરાજ, ક્ષત્રિયકુલતિલક વીરવર રાણા રાજસિંહ પ્રતિ;"

"રણનિપુણ રાણા!"

"આપને વિશેષ શું લખું! લખવાનો પણ સમય નથી. હું એક ક્ષત્રિય કન્યાછું. રૂપનગરના રાજાની પુત્રીછું. મ્હને દુરાત્મા ઔરંગઝેબ હરણ કરી લઇ જાયછે. ક્ષત્રિયની કન્યા શું વિધર્મી યવનને ઉપભોગ્યા થશે?"

બધા વચ્ચે બોલી ઉઠયા, "કદિ નહિ, કદિ નહિ."

રાજસિંહે કહ્યું; "વીરો! આપ આ પત્ર પૂરેપૂરો સાંભળો;" એટલું કહી પત્ર વાંચવા લાગ્યા,

"હું મનથી આપને વરી ચૂકીછું. આપને સ્મરણ હશે કે એક રાત્રિએ આપે દુરાત્મા જયસિંહના અનુચરોથી મ્હારો ઉદ્ધાર કર્યો હતો. વળી મ્હારી સખીનો પણ આપે દિલ્લી સુધી જઇ બચાવ કર્યો હતો. મહારાજ! એ સમયે હું પુરુષવેષમાં હતી એટલે આપે કદાપિ આ દાસીને પિછાણી નહિ હોય. આપને સંદેહ થશે કે એવી ઘેર રાત્રિએ હું રૂપનગરની બહાર ક્યાં ગઇ હોઈશ? વીરવર! તે સમયે હું અને મ્હારી સખી પ્રમીલા બંને મ્હારા બન્ધુ પ્રતાપસિંહનો ઉદ્ધાર કરવા ગયાં હતાં, પણ એક્કાવાળાના પ્રપંચે અમે ભાઇને છોડાવી શકી નહિ. મ્હારા ભાઇ આ સમયે કારાગારમાં છે. આ સંસારમાં મ્હારું કોઇપણ છે નહિ કે મ્હારો યવનોને હાથથી ઉદ્ધાર કરે. આ સમયે કેવળ આપનો જ ભરોસો છે; માટે આપને યોગ્ય હોય તે કરશો. હવે વધારે શું લખું? આપને ભરોસે રહી આ પત્ર સમાપ્ત કરુંછું; સાક્ષાત્ દર્શન થયે જે વિશેષ નિવેદન કરવાનું છે તે ચરણકમલોમાં નિવેદન કરીશ; નહિતો મ્હને પણ સંસારથી ગઇજ જાણજો."

આપની આશ્રિતા

**ચમ્પાનિલા.**

પત્ર સમાપ્ત થતાં બધા બોલી ઉઠ્યા. "મહારાજ! હવે વિલમ્બ કરવો યોગ્ય નથી. અમે આ ક્ષણેજ રૂપનગરની રાજકન્યાનો ઉદ્ધાર કરવા જઇએ છિયે. માત્ર આપની આજ્ઞાની વાર છે."

મહારાજ બોલ્યા; "આ વીરકેશરી જે કાળારંગને ઘોડે બેઠેલ છે, એ પ્રતાપસિંહ છે, એ ચમ્પાનિલાના ભાઈ છે. પ્રતાપસિંહ કારાગારમાંથી (રાજા વિક્રમકેતુના બીકણપણાથી યવનોને સોંપાયા, અને યવનોના અનેક યોદ્ધાઓનો સંહાર કરી ત્યાંથી) મુક્ત થઈ પોતાની બ્હેનના ઉદ્ધારાર્થે ગયા હતા. અને પોતાના વીર બાહુબળથી આ રણનિપુણ યોદ્ધાએ અનેક યવનોનો સંહાર કરી પોતાની બ્હેનનો ઉદ્ધાર પણ કર્યો હતો; પણ દુર્ભાગ્યયોગે અંધકાર સમયે યવનોએ ચમ્પાનિલાનું હરણ કર્યું અને દિલ્લી તરફ નાશી ગયા. આથી નિરાશ થઇ આ વીરકેશરી ફરતા હતા ત્યાં રસ્તામાં એક મુસલમાન સાથે એમની ભેટ થઇ. એનું નામ રહેમન છે. એ દ્વારા પત્ર મળતાં એ આપણી પાસે આવ્યા છે. માટે હવે વિલમ્બ કરવાનો સમય નથી. ચાલો વીરો! આ સમયેજ આપણે ચમ્પાનિલાના ઉદ્ધાર અર્થે પ્રયાણ કરીએ." આટલું બોલી સર્વે વીરપુરુષો જયનાદે દિશાઓ ગજાવતા અને ઉચ્ચસુરે સિંધુડા લલકારતા ત્યાંથી ચાલવા લાગ્યા. રજપૂત મહિલાઓ પણ પ્રેમ પૂરિત લોચને પોતપોતાના પતિને નિહાળી આનંદિત થતી પોત

મંદિર તરફ પ્રયાણ કરવા લાગી. આમ મદનોત્સવને દિવસ યવનોત્સનોત્સવનો પ્રારંભ થયો.

# પ્રકરણ ત્રેવીશમું.

## પ્રેમની તાણાતાણ.

આજે શ્રાવણ માસની પૂર્ણિમાનો દિવસ છે. ચન્દ્રમાની સ્વચ્છ ચાંદની ફેલાઇ રહી છે. તારિકાઓ ગગનમાં હસી રહી છે. તેને નિહાળી ચન્દ્રમા પણ હાસ્ય કરી રહ્યા છે. વિવિધ પુષ્પોની વાસથી સુગંધિત થયેલો વાયુ મંદમંદ વાઇ રહ્યો હતો. આવે સમયે ઉદયપુરના રાજમહેલમાં પ્રમીલા વિચારગ્રસ્ત બેઠેલી જણાય છે. યવનસેનાને રણમાં રગદોળી રણચતુર મહારાણા રાજસિંહે ચમ્પાનિલાનો ઉદ્ધાર કર્યો છે અને તેની સાથે તેની પ્રિય સખી પ્રમીલા પણ ઉદયપૂરમાં આવેલી છે. અને અત્યારે એકાન્ત પ્રસંગ આવવાથી મનમાં ને મનમાં કાંઇક શોચ વિચાર કરે છે.

" રે નિષ્ઠુર હૃદય ! તું દુર્લભ વસ્તુમાં વળગી શા માટે બળ્યા કરે છે? અરે ! ત્હારી મૂઢતા કેવી ? આટલા બધા દિવસ પાળી પોષી મ્હેં તને મ્હોટું કર્યું; છતાં મ્હારો ત્યાગ કરી તું એમના ચરણોમાંજ જઇ વસ્યું ? અરેરે ! ત્યારે હવે હું શું કરું ? મ્હારી આ હૃદયવ્યથા કોને કહું ? અરેરે ! મ્હારી સ્થિતિ કેવી છે ?

[1]દુર્લભમાં મન વળગ્યું, લાજ પ્રબળ ને પરાધીન જીવવું;
પ્રેમપંથ છે વસમો, પ્રેમીજનને મરણ તણું શરણું."

પ્રમીલા આવો શોચ વિચાર કરે છે ત્યાં તો એક સુવર્ણ કાન્તિવાળી સુંદર કામિનીએ આવી કમલ દંડ જેવા સુંદર કરે પ્રમીલાનાં નયનો દાબ્યાં. અને હસતાં હસતાં બોલી.

" પ્રમીલે ! કયા દુર્લભજનમાં તારં નિષ્ઠુર હૃદય વળગ્યું છે ? સખિ ! ત્હારા હૃદયચોરને ત્યજી મરણનું શરણું તું શા માટે સ્વીકારે છે ? ત્હારા ચિત્ત ચોરને પકડીને હૃદયપિંજરમાં જ પૂરી દેને ?"

પ્રમીલા: " સખિ ! બધાં તમ્હારા જેવાં ચતુર ક્યાંથી હોય ? તમ્હારા હૃદય ચોરને તો ત્હમે પાળેલા પોપટની પેઠે પ્રેમના પિંજરામાં પૂરી દીધા.

૧ રત્નાવલિ નાટિકા.

છે પણ બધાંને એમ કરતાં ક્યાંથી આવડે ?"

ચમ્પાનિલા: " સખિ ! ત્હારો હૃદય ચોરતો નિષ્ઠુર જણાય છે. મ્હારી સખીનો હૃદયચોર હાથ લાગે તો હું તો ત્હેને કારાગારમાં જ વાસ કરાવું "

પ્રમીલા હસીને બોલી; "સખિ તેથી પાછાં ત્હમેજ દુઃખી થશો."

ચમ્પાનિલા: " કાં સખિ ત્હારો હૃદયચોર કોણ છે ? શું મ્હારો ને ત્હારો હૃદયચોર એક તો નથી ?"

પ્રમીલા હસીને બોલી: હા સખિ ! તમ્હારા હૃદયચોર ઉપર મ્હારો ભાવ તો પૂરેપૂરો છે."

ચમ્પાનિલા કાંઇક ગંભીરભાવ ધરી બોલી, " ત્યારે સખિ ! આપણે સપત્ની પણ બનીશું ખરાં ?"

પ્રમીલા મંદસ્મિત કરી બોલી; " સખિ ! ગભરાઓમાં. સ્નેહના જૂદા જૂદા પ્રકારો છે વાત્સલ્ય, બન્ધુત્વ, ભક્તિભાવ અને પ્રેમ એમાં અનેક ભેદ છે. તમ્હારા હૃદયચોર ઉપર મ્હારો સ્નેહ છે તે તેમના ક્ષાત્રતેજને લીધે પૂજ્ય ભક્તિભાવ છે પણ પ્રેમ તો નહિંજ."

ચમ્પાનિલા બોલી; " સખિ ! ત્યારે આ રમણીરત્નનું પ્રેમ પાત્ર ક્યું મહાભાગ્યવાન માણસ છે? સખિ ! શું તું પ્રતાપની તો પ્રેમભિખારણી નથી?"

પ્રમીલા:-" સખિ ! તમ્હારા બન્ધુ મ્હારાપર એટલી કૃપા કરશે ? મ્હારા ફૂટેલા નશીબમાં એવું સુખ ક્યાંથી હોય ? સખિ ! ત્હમે તો જાણોછો કે બાલ્યાવસ્થાથી હું તમ્હારા ભાઇની સાથે રહી છું. તેમની પ્રસન્નતા મેળવવા મ્હેં અને મ્હારી પ્રસન્નતા મેળવવા તેમણે ઘણો પ્રયાસ કર્યો છે. સખિ! ત્હમે તો બધું જાણોછો." આટલું બોલી તેણે નિશ્વાસ મૂક્યો.

ચમ્પાનિલા:-" સખિ ! બન્ધુએ પણ મ્હને એકવાર કહ્યું હતું કે તું પ્રમીલાને પૂછી લેજે કે જો ત્હારો પ્રેમ કોઈ બીજા ઉપર હોય તો તેની સાથે ત્હારો વિવાહ કરીશું. જો કે એથી મ્હારું સુખ સદાકાળ નાશ પામશે; તોપણ પ્રમીલે ! ત્હને કોઇ પણ પ્રકારે કષ્ટ ન થાય એમ કરવા હું પ્રયાસી છું." વળી જરા હાસ્ય કરી બોલી." પ્રમીલા ભાભી ! નણંદ ઉપર કૃપા રાખજો."

ચમ્પાનિલાના મુખથી આ વાત સાંભળી પ્રમીલા આશ્ચર્ય પામી. એક દીર્ઘ નિઃશ્વાસ લઈ કાંઇક કહેવાનો વિચાર કર્યો પણ ક્ષણમાં તો તે છુપાવી હસીને બોલી:—"સખિ ! હજી નણંદ થયા પહેલાં જ હાંસી કરોછો તો નણંદ થાઓ તો તો શું એ કરશો ?"

ચમ્પાનિલા પ્રમીલાને જોરથી આલિંગન કરી મુખચુંબી હસીને બોલી;

પ્રમીલા કાંઇજ બોલી નહિ; પણ અશ્રુપાત કરતીજ રહી.

રાજસિંહ વિશેષ આશા ઉપજવાથી બોલ્યા; " પ્રમીલે, મ્હારું બોલવું ત્હમને ગમતું નથી? મ્હારા ઉપર તમ્હે અરુચિ ધરી ? "

પ્રમીલા કંપિતસ્વરે બોલી; " નહિ, "

" નહિ " શબ્દ સાંભળી મહારાણાનું હૃદય આનંદ સાગરમાં ઉછળવા લાગ્યું. સમીપમાં જઇ તેમણે પ્રમીલાનો હાથ પકડયો.

પ્રમીલા પોતાનો હાથ જોરથી ખેંચી લઈ બોલી, " મ્હારાજ ! એક અસહાય રમણી ઉપર આવો વ્યવહાર કરવો આપને ઘટે છે? એક સમય એવો હતો કે પૃથ્વીની બધી વસ્તુઓ કરતાં આપને હું પ્રિયતમ જાણતી હતી. અને પ્રાણથી પણ આપને વધારે ચહાતી હતી પરંતુ મ્હને સમજાયું છે કે તે પ્રેમ નહિ પણ માત્ર આવેશ હતો. આપના ક્ષાત્રગુણોને લીધે ઉપજેલો ભક્તિભાવ હતો. એ આવેશને અધીન બની મ્હારું હૃદય જ્યાં સતત ચોંટી રહ્યું છે. જે મૂર્તિ મ્હારા હૃદયમંદિરના પ્રણયાસને નિરંતર વિરાજી રહી છે. જે મૂર્તિનું હું બાળપણથી ધ્યાનમગ્ન બની અર્ચનપૂજનાદિ કરું છું તેનો ત્યાગ કરું ? નહિ નહિ. આપ મ્હને આ વાત શામાટે પૂછોછો ? આપ મ્હને ક્ષુભિત કરશોમાં. નહિ તો આ ખબર હું ચમ્પાનિલાને કહી દઇશ. અરે ! મ્હારી પરમ પવિત્ર બ્હેન ચમ્પાનિલાનો ભગિની ભાવ છોડી શું હું [1]સપત્નીભાવ ધારણ કરું ? શું હું પ્રાણપ્યારી ચમ્પાનિલાના પ્રણયમાં છરી મારી એના પ્રેમપાત્રમાં છેદ કરું ? મહારાજ ! મ્હને ક્ષમા કરો. આ વાત પ્રતાપસિંહ જાણશે તો શું કહેશે ? શું આપ એમની વસ્તુનું હરણ કરવા ચાહોછો ? આપ આ દુરાશા છોડીદો. આપ આ સ્થળનો હમણાંજ ત્યાગ કરી મ્હને વિશ્રાન્તિ લેવાદો.

રાજસિંહ આ સાંભળી સ્તબ્ધ થયા, ઉઠી ઉભા થયા ને બોલ્યા. "પ્રમિલે ! મ્હને ક્ષમા કરો. હવે હું તમ્હને કષ્ટ નહિ દઉં કાલે સમરના અગ્નિમાં આ પાપને ઉચિત પ્રાયછિત કરીશ મ્હારી ભ્રાન્તિ વારંવાર ક્ષમા કરશો " આટલું બોલી તે શીઘ્રતાથી ત્યાંથી ચાલ્યા ગયા.

તેમના ગયા પછી પ્રમીલા રોવા ને બોલવા લાગી; " છિ ! છિ: ! મ્હેં આ શું કર્યું? મ્હેં મ્હારા સુખને ચિરકાળ માટે તિલાંજલિ દીધી ? " વળી કેટલીકવાર વિચારગ્રસ્ત થઇ બોલી; " નહિ, નહિ, મ્હેં બહુજ ઠીક કર્યું. બીજાના પ્રેમમાં અડચણરૂપ ન થવું એજ યથાર્થ ધર્મ છે. હું સદાકાળ પ્રતાપનીજ રહેવાની છું." આટલું બોલી તે ઉંચું જોવા લાગી તો જાણે

1 સપત્ની=શોક્ય.

ચન્દ્રભગવાન્ તારાગણ સાથે હસી રહ્યા છે; અને જાણે પ્રમીલાને કહે છે કે; "કુમારિ! ત્હેં બહુ ઠીક કર્યું. પ્રતાપના પ્રેમને વિસારીશ માં. ત્હારી પ્રિયભગિની ચમ્પાનિલાને હૃદયશૂળ ઉપજાવીશ માં" પ્રમીલા પણ પોતાનો મુખચન્દ્ર મલકાવી જાણે ઉત્તર આપવા લાગી; "નિશાનાથ! એટલા માટે જ મ્હેં રાજસિંહની પ્રણયમાળાનો ત્યાગ કર્યો છે." આટલું બોલી વળી તે ચિંતામાં પડી. પ્રમીલાના હૃદયમાં ક્ષણમાં આનંદનો ઉભરો આવે છે તો ક્ષણમાં દુઃખનું વમળ આવી તેને ગરકાવ કરી દે છે. આવી અકથ્યપીડા ભોગવતું પ્રમીલાનું શરીર શાન્તિ લેવા નિદ્રાદેવીના ખોળામાં પડી ગયું. દુઃખિયારી પુત્રીને શાન્તિ આપવા માતા નિદ્રાદેવીએ પણ પોતાના કોમળ કરો, કોમળ બાળિકાનાં સુંદર નયનો ઉપર અને વદન ઉપર ફેરવવા માંડયા. થોડીવારે આ ઓરડામાં ચમ્પાનિલા આવી તો પ્રમીલાને સૂતી દીઠી. પ્રિય સખી જાગ્રત ન થાય માટે ધીમે પગલે ચાલી તે તેની સમીપ બેઠી. અને નિદ્રાયમાણ મસ્તકમાં સ્વપ્ન ભોગવતા મગજને હાથના પંખાવડે પવન નાંખવા લાગી. સ્વપ્નાવસ્થા ભોગવતી પ્રમીલાના હોઠમાંથી મધુર અવાજ નીકળ્યો."

"અરે! મ્હારી પરમપવિત્ર બ્હેન ચમ્પાનિલાનો ભગિનીભાવ છોડી સપત્નીભાવ ધારણ કરું? શું હું પ્રાણપ્યારી ચમ્પાનિલાના પ્રેમપાત્રમાં છેદ કરું? નહિ નહિ, નહિ નહિ."

આ સાંભળી ચમ્પાનિલા મંદસ્મિત કરી બોલી; "અહો! પ્રમીલાનો પ્રેમ અસીમ છે.! સૂતાં સૂતાં પણ મ્હારા પ્રેમનું સ્વપ્ન દેખે છે!" આમ કહી પ્રમીલાનું કપોલ ચુમ્બન કરી બોલી; "બ્હેન! ભગિની પ્રેમ શું સપત્ની દ્વેષમાં બદલાઇ શકે છે?" ફરી મંદશ્વાસ લઇ બોલી; "પ્રમીલે! પ્રમીલે! બ્હેન, નિરાંતે વિશ્રાન્તિ લે. આજે મ્હને નિદ્રા આવતી નથી. ઘડીઘડી યુદ્ધક્ષેત્ર નજરે તરે છે. અને ચિત્તમાં અનેક અમંગલ ચિંતાઓ ઉભરાય છે. મ્હારા નાથ! આપ આપનું રક્ષણ કરજો. બન્ધુ પ્રતાપ! ત્હમે પણ શરીર સાચવી લડજો, અને ત્હમારી આ અભાગિણી બ્હેનને સુખ દેખાડી આનંદિત કરજો. આવો વિચાર ઉદ્ભવતાં રણભૂમિમાં જતો પ્રતાપ નજરે તર્યો, પોતે આંસુથી છલકાતે લોચને વીર કેશરીભાઇને ચંદન અક્ષત ને પુષ્પમાળા આરોપી આશીર્વાદ દેતી હોય અને સુધન્વાનું હિત ઇચ્છતી તેની વ્હાલી બ્હેન કુવલયાની પેઠે પ્રભુની પાસે યાચતી હોય કે;

[1]"વીરાજીને રાખજો રે, ભક્તવત્સલ હળધર ભ્રાત,

૧ કવિમણિ પ્રેમાનંદ વિરચિત સુધન્વાખ્યાનમાંથી.

વાર વિશ્વંભર કાં કરો, ત્હમે ધાઓ વાજોવાજ,
વીરાજીને રાખજો રે, ભક્તવત્સલ હળધર ભ્રાત."

બોલતાં બોલતાં બાલિકાનાં નયન કમળોમાંથી અખંડ અશ્રુધારા ઝરતી હતી; અને કોમળ ગાલ તથા ઓઢણીનું વસ્ત્ર ભીંજાવતી હતી.

# પ્રકરણ ચોવીશમું.

## રણજંગ.

—:o:—

ચિત્તોડના કિલ્લાની પાસેના વિશાળ મેદાનમાં ક્ષત્રિય અને યવનોની અસંખ્ય યોદ્ધાની બે સેનાઓ સામસામી પડેલી છે. યોદ્ધાઓ પ્રાતઃકાળમાં ઘોર-સંગ્રામ થવાનો હોવાથી મ્હોટે ભળસકે ઉઠી યુદ્ધની તૈયારી કરે છે. પશ્ચિમ તરફ લટકી ગયેલા ચંદ્રમાના અને ભડક ભડક થતાં તાપણાંના પ્રકાશમાં કેટલાક યોદ્ધાઓ પોતાનાં તલવાર, ફરસી, ભાલા અને છરાઓ સાફ કરે છે. કેટલાક યોદ્ધાઓ પોતાનાં દારૂગોળી તપાસી બંદૂકો તૈયાર કરેછે. કેટલાક બખ્તરો અને લોઢાની ટોપીઓ પહેરી શસ્ત્રાસ્ત્રો સજે છે. કેટલાક અશ્વો પગે ભોંય ખોતરે છે તો કેટલાક ઘોડાઓ ડોક વાંકી વાળી પાછલી પીઠે બચકાં ભરતા જણાય છે. સ્વારો તેમને શરીરે હાથ ફેરવી, પીઠ થાબડી રણમાં લઈ જવા તૈયાર કરે છે. લીંબડાનાં અને કાંટાવાળાં ઝાડનાં ડાળાં પાંદડાં ખાવાથી થયેલા ઘોઘરા અવાજવાળાં ગાંગરતાં ઉંટોને સીસોટી વગાડી તેના માલીકો નીચાં બેસાડે છે; ને તેની ઉપર વાંકા કાઠા ગોઠવે છે. કોઇ સ્થળે રણમાં જવા તૈયાર થયેલા હાથીઓ પોતાનો આગલો પગ નમાવી માવતને શિરે ચડાવે છે; તો કોઇ સ્થળે હાથી બીજા હાથી તરફ મસ્તી કરવા જતાં માવતો તેને અંકુશ મારે છે; ને તેથી ખીજવાઈ, આંખ કરડી કરી હાથીઓ ઝીણી ચીસો પાડે છે. આથી ભયભીત થયેલાં ઉંટો દોરીઓ તોડાવી, લાદેલો માલ પાડી નાંખી બરાડતાં બરાડતાં નાસાનાસ કરી મૂકે છે. ઘોડાઓ પણ વ્યગ્ર બની પાછલા પગ ઉપર ઉભા થાય છે, ને શીખાઉ સ્વારને પાડી નાખી નાશી જાય છે. આમ બંને લશ્કરોમાં તૈયારીઓ થાય છે. એટલામાં અકસ્માત્ રણનાં વાજાં ગડગડવા લાગ્યાં. ઢોલને દદામાં ઢમકવા લાગ્યાં. પરઘમના ધરરરધમ ધરરરધમ નાદ પવનમાં વીંઝાવા લાગ્યા. તુરાઈ, શરણાઈ અને રણશીંગાંનો, ટેટકાર મચ્યો. આથી તમામ વીરો તૈયાર બની ગયા. કોઈ

પોતાની તલવાર મ્યાનથી ખેંચી આવેશમાં વીંઝવા લાગ્યા. અને વીરહાકે દિશાઓને ગજવવા લાગ્યા. કમાનોના ટંકાર, ઘોડાના હણહણાટ, ખાંડાના ખડખડાટ અને ફેંકાતાં બાણોના સુસવાટથી દિશાઓ ચીસો પાડવા લાગી ક્ષત્રિય સૈન્યમાંથી "હરહર શંકરનો" અને યવન સૈન્યમાંથી "અલ્લાહ અકબર"નો નાદ સેનામાં, ગગનમાં, પર્વતમાં અને સ્થળે સ્થળે વીંઝાવા લાગ્યો. ક્ષણમાં તો ચારે તરફ ધૂણાણ મચી રહ્યું.

આજે ભારતવર્ષના ઉદ્ધાર માટે ક્ષત્રિય વીરાએ ઘોરસંગ્રામ આરંભ્યો છે, આર્યધર્મનું અપમાન કરનાર, રે આર્યધર્મનો લોપ કરનાર યવનોને ભારતવર્ષમાંથી કાઢવા અનેક ક્ષત્રિય વીર આજે એકઠા મળ્યા છે. આજે પરમહંસ દેવ પંડે બે લાખ વીરોની સેના લઇ મહારાણા રાજસિંહની સહાયતા કરવા આવેલા છે. વીર કેશરી પ્રતાપસિંહ પણ; પાંજરામાંથી છૂટેલો વિક્રાળસિંહ, ગર્જના કરતો ને છલંગ મારતો બહાર નીકળે, તેમ ચિતોડના કિલ્લામાંથી સિંહનાદે બહાર નીકળ્યો છે. અને પોતાના પ્રતિપક્ષી દિલેરખાંને ખોળતો ચારેકોર બખાળા કરે છે. આ તરફ મહોબતખાં, ખાંનજહાં અને ઔરંગઝેબ પંડે યવન સેનાને ઉત્સાહ આપે છે. હાથી સામે હાથી, ઘોડા સામે ઘોડા, ને પાળા સામે પાળા રણમાં ઝૂકી પડ્યા છે. તલવારો વારંવાર ઉંચી ઉછળે છે ને શત્રુના શરીરમાં પેસતાં હાડકાં સાથે ભટકાવાથી ખોખરો નાદ કરી રાતી ચોળ રંગાઇ બહાર નીકળે છે. આમ ઘોર તુમુલયુદ્ધ મચ્યું છે થોડીવારમાં પ્રતાપે દિલેરખાંને પકડી પાડ્યો બંને વીરો સામસામા તીરનો વરસાદ વરસાવવા લાગ્યા. દિલેરખાંને જોતાં પ્રતાપનું લોહી ધમધમાટ વહેવા અને શરીર કંપવા લાગ્યું. આંખ લાલચોળ બની ફાટી ગઇ ને હોઠ ફરકવા લાગ્યા. "હરહર શંકર" નો નાદ કરી પ્રતાપ યવનના અસંખ્ય દળમાં પડ્યો ને લહુ ખેડૂત લાંબા દાતરડે ખેતરમાં કાપણી કરે છે તેમ લાંબી તલવાર ચારેકોર ફેરવી યવન સૈન્યની કાપણી કરવા લાગ્યો. તેના હાથ, પગ ને આખુ શરીર અશ્વ ઉપર ઉચું નીચું થઇ થનગનાટ મચાવી રહ્યું હતું. જોતજોતાંમાં તેણે અનેક યવનોને ચત્તાપાટ સૂવાડી દીધા; તે ક્ષણમાં તો દિલેરખાંની સમીપમાં આવી પહોંચ્યો. તેને જોઇ દિલેરખાં બોલ્યો; "બચ્ચા પ્રતાપ ! રૂપનગરમાં ત્હારી તલવાર ઉપાડનાર જંગબહાદૂર દિલેરખાં જંગમાં ત્હારી સામો હાજર થયો છે. ખાનદાન મહમ્મદી ઓલાદનો જોદ્ધો ત્હારી ગુસ્તાખીની આખીર લાવશે." એટલું બોલી તેણે પ્રતાપની છાતી વીંધી નાંખે એમ પોતાનો ભાલો ફેંક્યો પ્રતાપ હાસ્ય કરી બોલ્યો; "યવન! ક્ષત્રીય વીરની તલવાર ઉપાડવાનો સ્વાદ આ તલવારે તુંને આજે બરાબર ચખાડીશ." એટલું બોલી

તેણે પોતાના ઘોડાને એડી મારી. એડી વાગતાં કુશળ ઘોડો ચારેપગે ઉછળ્યો ને ભાલાને નિષ્ફળ કરી દિલેરખાંના ઘોડાને ઠેકી બીજી બાજુ જતો હોય એમ લાગ્યું. દિલેરખાંને માથે છલંગ મારી ઘોડો જાય છે ત્યાંતો સિંહસમાન વિક્રાળ ભાસતા સ્વાર પ્રતાપે " યવનાધમ ! લે આ જંગબહાદુરીનું ફળ ? " એમ બોલી પોતાની લાંબી તલવાર દિલેરના ગળામાં મારી, ને કુંભાર ચાક ઉપરથી વાસણ ઉતારે છે તેમ ધડ ઉપરથી માથું જૂદું કરી નીચું ગબડાવી દીધું. ને માથાને વિયોગે શોચ કરતું ધડ પણ ઘોડા ઉપરથી ઉછળી મૂર્છિત થઇ ભોંયે ઢળી પડ્યું. અને પ્રતાપનો રણનિપુણ અશ્વ પોતાના ધણીને સલામત લઇ, પોતાના ડાબલાથી ધરણી ધ્રૂજાવતો અને અનેક દાઢીવાળા માથાંને ઠેસે ઉડાવતો પાછો ક્ષત્રિય સૈન્યમાં મળી ગયો. આમ દિલેરખાં પડતાં યવન સૈન્યમાં અતિશય શોક પથરાઇ ગયો. અનેક યવનો નિરુત્સાહી બની ગયા, કાયરો કંપવા લાગ્યા અને પાદશાહી સૈન્યમાં ભંગાણ પડ્યું ભાસ્યું. દિલેરખાંનું મરણ સાંભળી ક્ષત્રિયવીરો આનંદમાં આવી પ્રતાપને જયનાદથી વધાવવા લાગ્યા. કેટલાક ક્ષત્રિયો ઇંદ્ર અને અર્જુનની ઉપમા આપી તેના શૌર્યનાં વખાણ કરવા લાગ્યા અને કેટલાક તો ક્ષાત્રતેજ ભરેલી તેનાં વિર વદનની શોભા એકટશે નિહાળવા લાગ્યા, કોઇ કોઇ તો ઉત્સાહમાં આવી નાબતોના ગડગડાટે અને રણવાજીંત્રોના નાદે દિશાને ભરી દેવા લાગ્યા.

યવન સૈન્યમાં ભંગાણ પડતું જોઇ એક તરફથી મહોબતખાં અને બીજી તરફથી ખાંજહાં સિપાઇઓને શૂર ચઢાવવા લાગ્યા. ઔરંગઝેબ પંડે પણ રણને મોખરે આવી લશ્કરને ઉશ્કેરતાં બોલ્યો; " રે મુગલવીરો ! તમ્હારું શૂર અને નૂર આજે ક્યાં ગયું ? નીચ કાફરોથી બ્હી પાછા ભાગતાં ત્હમે શરમાતા નથી ? ત્હમે તમ્હારી બહાદૂરી કેમ ભૂલી જાઓછો ? મ્હારા મુગલ બિરાદરો ! આવા ઘણા કાફરોને ત્હમે ખરાદીનમાં આણેલાછે, ઘણા કાફરોને પકડી ત્હમે ગુલામ કરેલા છે અનેક મૂરતીઓને તોડી ત્હમે નેસ્તનાબૂદ કરેલી છે તો આજે આવા અદના કાફરોથી ત્હમે પાછા કેમ ભાગો છો ? પરવરદિગાર તમ્હારાપર મહેરબાન છે. હજરતપેગંબર તમ્હારો જંગ જુએ છે." વગેરે વચનોથી ઉશ્કેરવા લાગ્યો. વળી અલ્લાહ અકબરના ઘોરનાદ કરી યવન સૈન્ય લડવા મંડ્યું: તીરોથી આકાશ છવાઈ ગયું અને પંખીને ઉડવાનો માર્ગ પણ રહ્યો નહિ. તલવારોનો ખડખડાટ મચી રહ્યો. બંદૂક અને તોપના નાદોથી સંગ્રામભૂમિ ભયંકર બની રહી. આ તરફ મહારાણા રાજસિંહ પણ અહીં તહીં ઘુમી સમસ્ત વીરોને ઉત્સાહિત કરવા લાગ્યા. પ્રતાપી પ્રતાપસિંહ પણ

પોતાનો કાળારંગનો રણકુશળ અશ્વ ખેલાવતો ઔરંગઝેબ સામે તીર ફેંકવા લાગ્યો. આ સમયે તેની જમણી બાજુતરફ લાલરંગની નાની ઘોડીપર સ્વાર થયેલી અને શિરથી પગ સુધી ઢાંકેલી વ્યક્તિ, પોતાના હાથમાં ચળકતી તલવાર લઇ આમ તેમ સંહાર કરતી નજરે પડે છે. એટલામાં સામે ફૂટેલી તોપનો ગોળો પ્રતાપ ઉપર આવવા લાગ્યો કે તરતજ આ વ્યક્તિએ વીજળીની ત્વરાએ પોતાની ઘોડી કૂદાવી આવતો ગોળો પોતાની ઘોડીની છાતીમાં અટકાવી દીધો. આવું અદ્‌ભુત પરાક્રમ જોઈ સર્વે ક્ષત્રિયવીરો આ વ્યક્તિને ધન્યવાદ આપવા લાગ્યા. એક ક્ષત્રિયવીરે તરત બીજો ઘોડો લાવી આપ્યો. આ વ્યક્તિ છલંગ મારી નવા ઘોડા ઉપર ચઢી બેઠી અને પ્રતાપની જમણી તરફ રહી વળી સંગ્રામ કરવા લાગી. હાસ્ય વદન કરી પ્રતાપ બોલ્યો; "ત્હમે હવે બસ કરો. યુદ્ધની ભયંકરતા વધતી જાય છે; ને કાંઇક તમ્હારું અમંગળ થશે તો વીરપુરુષોને હું મ્હોં શું દેખાડીશ ?" વ્યક્તિ હસીને બોલી; "કાંઇ ચિંતા કરોમાં, પરમહંસ દેવની કૃપાથી બધું મંગળ થશે. અષ્ટભુજા દેવીની કૃપાથી ક્ષત્રિયોનો અવશ્ય જય થશે."

આ તરફ રાણા રાજસિંહે પોતાના સૈનિકોને ઉત્સાહિત કરી ઔરંગઝેબને પકડવાની આજ્ઞા કરી. બધા સૈનિકો કારમી કિકિયારી કરી ઔરંગઝેબ ઉપર તૂટી પડ્યા.

મુગલ સિપાઇયોએ જોયું કે પાદશાહ સલામત ઉપર આફતનું વાદળ તૂટી પડ્યું છે તેથી તેઓ પણ ભેગા મળી જઇ ઘોરસંગ્રામ કરવા લાગ્યા. શિરોહીની અને ઇરાનની તલવારો સામસામા ઉછળી રહી. બધાનાં શરીરોમાં ભૂત ભરાયાં હોય તેમ વિકાળ બની ઝૂઝવા લાગ્યા. એટલામાં મહારાણા રાજસિંહ ઔરંગઝેબની સમીપ આવી ગર્જના કરી બોલ્યા; "રે યવનાધમ ! ત્હેં હિંદુઓનું અતિ અપમાન કરેલું છે. પામર ! તેં ઠામઠામ હિંદુઓનાં દેવાલયોનો નાશ કર્યો છે. તો આજે શ્રીઅષ્ટભુજાદેવીની કૃપાથી એનું પ્રાયશ્ચિત ત્હારા રુધિરથી કરીશ." આટલું બોલી, તેમણે મહાકાળીની જિવ્હા સરખી વિકાળ તલવાર ઔરંગઝેબના શરીર ઉપર મારી. તલવાર અંગઉપર પડતા પહેલાં નિમકહલાલ સરદાર મહોબતખાંએ પોતાનો ઘોડો વચ્ચે નાંખ્યો. વિકાળ તલવાર મહોબતખાંનો જમણો હાથ અને તેના ઘોડાની ગરદન આરપાર નીકળી અને પાદશાહ પાછો ખસી બચી ગયો અને બોલ્યો, "રે બેવકૂફ ! બાબર બાદશાહની ઓલાદનો ખાનદાન ફરજંદ જંગથી કદિ પાછો હટયો નથી. નાદાન ! જો જે કે કોના લોહીથી પ્રાયશ્ચિત કરું છું પાક રુજી ! આજ ત્હારાં પૂતળાંને લોહીથી નવડાવી દરિયામાં ફે

આજ આ મુલકનું નામ આર્યસ્થાન મટાડી મુગલસ્તાન કરીશ.” એટલું બોલી તેણે પોતાની તલવાર રાજસિંહ ઉપર ચલાવી. એટલામાં સફેદ ઘોડાપર બેઠેલી અને માથાથી પગસુધી ઢાંકેલી બીજી વ્યક્તિએ આવી પોતાની તલવારથી પાદશાહની તલવાર રોકી લીધી. પાદશાહની તલવાર આ વ્યક્તિની તલવાર સાથે અથડાતાં હાથમાંથી છુટી ગઈ અને ઉંચી ઉડી ભોંયે પડી. આ અજાણી વ્યક્તિનું આવું રણકૌશલ્ય જોઇ મહારાણા રાજસિંહ અતિ આશ્ચર્ય પામ્યા; અને સર્વે ક્ષત્રી વીરો “શાબાસ, શાબાસ” ની ગર્જના કરી ધન્યવાદ આપવા લાગ્યા. તલવાર ઝીલતાં આ વ્યક્તિનો પડદો મુખઉપરથી જરા ખસી ગયો અને સહસા ઔરંગઝેબની દૃષ્ટિ આ વ્યક્તિના ખુલ્લા થયેલા મુખઉપર પડી. મુખ જોતાંજ તેના આખા શરીર ઉપર વિહ્વળતા પથરાઇ ગઇ. એ વિહ્વળતાનું કારણ ભય છે, દુઃખ છે કે સ્નેહ છે તે સમજી શકાતું નહોતું. શોકછવાયેલું પોતાનું મુખ ઔરંગઝેબે બીજી તરફ ફેરવ્યું તો, પ્રતાપની જમણી તરફ પણ એક એવી બીજી વ્યક્તિ માથાથી પગ સુધી કપડું વીંટી તલવાર લઇ સંગ્રામ કરતી હતી. “ હાય અલ્લા ! આ શું ? એમ કહી પાદશાહે તે તરફ જોયું. આ વીરવ્યક્તિ પણ મોઢા ઉપરનો પડદો દૂર કરી પરસેવો લૂછવા લાગી. એ વ્યક્તિની–એ ચૌદવર્ષની બાલિકાના ગૌરવદનની–અલૌકિક કાન્તિથી રણભૂમી એકવાર પ્રકાશમય બની ગઇ. પાદશાહ પામરની પેઠે ચીસ પાડી ઉઠયો; “યા અલ્લા ! યા અલ્લા ! આ શું? એ મ્હારી મટી એની થઇ ?” મોઢામાંથી ફરી શબ્દ નીકળ્યો નહિ; પણ મૂર્છિત થઇ તે ભોંયે ઢળી પડયો. રણભૂમિમાં ભારે કોલાહલ મચી રહ્યો. પાદશાહને પડેલો જોઇ મુગલસેના ચારેકોર નાસવા મંડી. આ બાજુ ખાંજહાંને પ્રતાપ વચ્ચે ભયાનક યુદ્ધ થવા માંડયું. મહોબતખાં આવી ભાગતી સેનાને પાણી ચઢાવવા લાગ્યો. છેલ્લો ઘોરસંગ્રામ મચ્યો. શૂરેશૂરા લથબથ થયા. અને “મારો મારો” નો નાદ દિશામાં છવાવા લાગ્યો. થોડીવારમાં યવનસેના લોહીવર્ણી થઇ ગઇ યવનોનાં પડેલાં મડદાંપર પગમૂકી ક્ષત્રિયવીરો ગરજવા લાગ્યા. કેટલાક ઘોડાઓ ઘાયલ થઈ ભોંયે ઢળી પડયા. સૂંઢ કપાયેલા હાથીઓ આમતેમ નાસાનાસ કરી યવનસૈન્યનો સંહાર કરવા લાગ્યા. મડદાંનો ઢગલો થઇ ગયો. લોહીથી રણભૂમિ રાતીચોળ બની ગઇ અને કેટલાંક માથા વિનાનાં ધડોથી, છુટા છવાયા કપાયેલા હાથથી અને નાક વિનાના વિકાળ લાગતાં પડેલાં મુખોથી ભયાનક દેખાવા લાગી. આમ થોડીવારમાં તો ખાંજહાંને મૂર્છિત કરીને અને આખી યવનસેનાને પરાજય પમાડીને પ્રતાપસિંહ પરમહંસદેવને પ્રણામ કરવા તે તરફ ઘોડો ચલાવવા

લાગ્યો. પણ હાય ! આ દૈવકોપ શો ? ઘાયલ થઇ પડેલા કોઈ મોગલ સિપાઇએ ભોંયે પડયાં પડયાં પોતાની બંદૂક છોડી. 'ઢુમ' અવાજ કરી ફૂટેલી બંદૂકના ધુમાડાના ગોટામાં થઇ ગોળી ચાલી; અને હાય ! પ્રતાપસિંહની પ્રતાપી છાતીમાં આરપાર નીકળી ગઇ !! ચળકતા કુંડળવાળું, સુંદર શિરપેચવાળું, અને ભવ્ય ગૌરકાન્તિવાળું પ્રચંડ વિશાળ કલેવર ભોંયે ઢળી પડયું!! આ જોતાંજ પેલી સમીપ રહેલી સુંદર વ્યક્તિ પોતાને ઘોડેથી કૂદી પ્રતાપસિંહના પડેલા સુવર્ણકાન્તિ સમાન શરીર પાસે આવી પહોંચી અને તેનું વિખરાયેલા શ્યામ કેશવાળુ સુંદર મસ્તક પોતાના ખોળામાં લઈ અશ્રુપાત કરવા લાગી. આ સમયે ક્ષત્રિયસેનામાં ચારેકોર કોલાહલ થઇ રહ્યો. શોકથી રૂદન કરતા રજપૂત વીરો જયધ્વનિ કરવા અને ભારતોદ્ધાર ગીત ગાવા લાગ્યા. આજે રણભૂમિમાં જય તો થયો પણ પ્રતાપસિંહ મૂર્છિત થઇ પડેલ છે ! શું એમની મૂર્છા નહિ મટે ? શું સૂતા તે સૂતાજ રહેશે ? પ્રતાપસિંહ ! જો ત્હમે બેઠા નહિ થાઓ તો પ્રમીલાની શી દશા થશે? પ્રતાપસિંહ ! શું ત્હમે પ્રમીલાના પ્રેમ સરોવરમાં એક દિવસ પણ નહિ તરો ? ત્હમે કહેતા કે, " પ્રમીલે ! મ્હારી ભારતભૂમિનો ઉદ્ધાર કરી ત્હારૂં પાણિગ્રહણ કરીશ. " એ વચન શું વ્યર્થ થશે ? વીરકેશરી, ભારત વર્ષનાં ક્ષત્રિયમણિ "પ્રતાપસિંહ ! ત્હમે તમ્હારે માટે ટળવળતી પ્રમીલાની આશાઓ પૂરી નહિ કરો ? તમ્હારાં સુંદર નયન કમળોથી એકવાર જુઓ તો ખરા ! ત્હમે આજે કોના ખોળામાં સૂતા છો ? પાદશાહની પુત્રી રોશનઆરા તમ્હને ખોળામાં લઇ તમ્હારી સેવા કરેછે ! જુઓ જુઓ પાદશાહપુત્રી પોતાનાં સુંદર નયનો નીચાં ઢાળી અશ્રુધારાથી પોતાના ગાલ ભીંજાવી રહીછે ! અહા ! એકવાર તો ત્હમે તમ્હારાં નેત્રો ખોલી રોશનઆરાનાં આંસુ બંધ કરો ! ઉઠો, ઉઠો, એકવાર તો આ વીરોને મુખેથી ભારતોદ્ધાર ગીત સાંભળો. એકવાર તો તમ્હારા મુખેથી એ ગીત ગાઓ. જુઓ. હિંદુઓની વિજયપતાકા આજે ચારેકોર ઉડી રહી છે. તેને નિહાળી તમ્હારો પ્રાણ શીતળ કરો. ઉઠો ઉઠો. ત્હમે અમારું ભારતરત્ન છો. ત્હમે આર્યનું આશાધન છો. જુઓ આજે તમ્હારા પ્રતાપથી હિંદુઓને કેવો આનન્દનો દિવસ છે ? સમસ્ત હિંદુને આનંદ આપી હવે દુઃખમાં ન ડૂબાડો ! જરા તો જુઓ. તમ્હારે માટે બધા ક્ષત્રિયવીરો શોકાતુર થયા છે. જુઓ મહારાણા રાજસિંહ તમ્હારી રાહ જોઇ ઉભા છે. એક પરમહંસ તમ્હારે માટે રુવેછે. આ તરફ જુઓ એક તપસ્વિની પણ તમ્હારે માટે વિલાપ કરી રહી છે. અરેરે ! આપણી નવરાજિ ઉદયપુરીને તો નિહાળો ! તેમના ઉત્સાહ ભર્યા વદન ઉપર મહાન દુઃખની શ્યામરેખાઓ પડી ગઇછે.

ઉઠો; હિંદુકુળભાણુ ઉઠો, ચિરકાળથી દુઃખયારા ભારતવર્ષના ઉદ્ધારક! ઉઠો.

પરમહંસજી બોલ્યા; "બન્ધુ! એમને તંબુમાં લાવો. હજુ આશાછે. હજુ જીવનની રક્ષા થાય તેમ છે." આ સાંભળી રોશનઆરાના મુખપર કાંઇંક આનંદ છાયો. વળી દીર્ઘ નિશ્વાસ મૂકી તે ચૂપચાપ રોવા લાગી. બધા હાથોહાથ કરી પ્રતાપસિંહને તંબુમાં લઇ ગયા. ધીમે ધીમે રાત્રિ પડી અને ધીરેધીરે રણભૂમિમાં ઘવાયેલાં પડેલાં માણસોની અને પશુઓની ચીસો આવવા લાગી વળી મડદાંને તાણતાં શિયાળવાંને ઘૂવડના અવાજો, ચીબરીના નઠારા સ્વરો અને કૂતરાંના રુદનોથી દિશાઓ ભયાનક ભાસવા લાગી.

---

# પ્રકરણ પચીશમું.

## "હેવટ"

મધ્યરાત્રિ વટી ગઇ છે. હવે ઘાયલ યોદ્ધાના કરુણ પોકારો કે મુડદાં ઉતરડનારાં ગીધ અને સમળીઓની કાળીચીસો આવતી નથી; છતાં રણભૂમિની ભયંકરતા જરાયે ઘટી નથી. હવે તો આકાશ ઘાટાંકાળાં વાદળથી ઘમઘોર બની રહ્યું છે. તેમાં વારંવાર કડાકા અને ધડાકા થઇ મહા ઉલ્કાપાત થવાનો હોય એનાં ચિન્હો દર્શાવેછે. વીજળી પણ ચારેકોર ચમકારા કરેછે. વાયુએ પણ ભારે તોફાન આરંભ્યું છે અને વિકાળસિંહનાદે ગડૂડૂડૂ ગડૂડૂડૂ ધડુકતો મેઘ થોડીવારમાં જ પૃથ્વીનો પ્રલય કરશે એમ ભાસે છે. આ સમયે બે રજપૂત વીરો ચંદનનાં કાષ્ટો ખડકી ચિતા તૈયાર કરેછે. તેની પાસે ચાર વીરપુરુષો પાલખીમાં સૂવાડેલા પ્રતાપસિંહના સુંદર શરીરને લઇને ઉભા છે. થોડીવારમાં તો એ રમણીય કલેવરને ચિતામાં સૂવાડવામાં આવ્યું. એટલામાં છેટેથી એક બાલિકા આ હૃદય ભેદક ગીત ગાતીગાતી ચિતા સમીપ આવવા લાગી.

ક્યાં તજી ગયા રે હાય! ક્યાં તજી ગયા રે,
દાસીને પરી કરી છુપાઇ ક્યાં રહ્યા રે?
ક્યાં તજી ગયા રે હાય ક્યાં તજી ગયા રે, ૧
સરવે સુખ સંસારનાં, થયાં હવે દુઃખકાર,
સહેવા શી રીતે હવે, દારુણ દુઃખ અંગાર;
ક્યાં તજી ગયા રે હાય ક્યાં તજી ગયા રે. ૨

આપ વિના સૂનું બધું, સૂનો સૌ સંસાર,
જગત બધું વગડો દિસે, ખારો આ અવતાર;
ક્યાં તજી ગયા રે હાય ક્યાં તજી ગયા રે. ૩
આમ નમેરા ના બનો, સાથે લ્યો ભરથાર;
રઝુવગડે રડતી મૂકો, નહિ કોનો આધાર.
ક્યાં તજી ગયા રે હાય ક્યાં તજી ગયા રે. ૪
પ્રેમતરસમાં બાવરી, કરી ગયા ક્યાં નાથ?
ઉભા રૂહો અલબેલડા, આવુંછું સંગાથ.
ક્યાં તજી ગયા રે હાય ક્યાં તજી ગયા રે. ૫

ઉચ્ચસ્વરે ગાતી ગાતી અને ડુસકાં ભરતી ભરતી પ્રમીલા ચિતાપાસે આવી તેનું સદા હસતું મુખ આજે શોકથી મલિન થઇ ગયું છે. તેનાં વિશાળ નેત્રોમાંથી આજે અખંડ અશ્રુધારા વરસી રહી છે. તેણે આજે કેવળ એક લાલરંગની સાડી પહેરી છે. ગળામાં ચમેલીની માળા અને કપાળમાં પિયળ કરેલી છે. ચિતાનીપાસે આજે પરમહંસદેવ અને તપસ્વિની દીનભાવ ધરી ઉભાં છે. ધીરેધીરે પરમહંસદેવ મંત્રોચ્ચારણ કરવા લાગ્યા તપસ્વિની શંખનાદ કરવા લાગ્યાં અને હૃદયભેદક સ્વરે ગીત ગાતી પ્રમીલા ચિતાની પ્રદક્ષિણા કરવા લાગી. એટલામાં ચાૈદવર્ષની એક પરમ સુંદર બાલિકા ત્યાં આવી પહોંચી. એ બાલિકા તે રોશનઆરા હતી. આજે રોશનઆરાએ મોતી માણેક ને સુવર્ણના સર્વ અલંકારો તજી કેવળ પુષ્પનાજ અલંકારો ધર્યા છે. મસ્તક છાતી ને ગળા ઉપર પુષ્પોની માળાઓજ પહેરેલી છે ને હાથમાં પણ વિવિધ પુષ્પના ગુચ્છાજ ઝાલેલા છે. આ કુમારીનું વદન અત્યંત શોકાતુર છે. ચિતાની સમીપ જઇ તે બોલી “ અહો! અહીં આવી સૂતા છો ? ” વળી પ્રમીલા ભણી જોઇ બોલી; “ બાઇ! ત્હારું નામ જ પ્રમીલા ને ? ઠીક બેન ઠીક, તું અહીં શામાટે આવી છે ? અહીંથી ખસીજા. શું તું એમની નિદ્રામાં ભંગ કરવા આવી છે ? અરે ! જરા દૂર જા. દૂર જા. હવે એમને વધારે દુઃખ દઇશ માં. યુદ્ધભૂમિમાં આજે એમણે ઘણો શ્રમ લીધો છે માટે એમને હવે નિરાંતે સૂવા દે. ” આટલું બોલી રોશનઆરા રડતાં રડતાં ગાવા લાગી.

### સોરઠા.

અંતર ભરી અનુરાગ, પ્રમીલા પ્રેમ પ્રમત્ત છે;
ધન્ય અમારું ભાગ્ય, સૂતા મ્હારા સાજના.
આજે સપત્નીસંગ, સૂશો રહેજો સાહીબા;

અંતર થાય ઉમંગ, ન્યાળી ત્હમને નાવલા;
હૈડે થાયે વ્હાલ, પણ નેણે પાણી ઝરે;
લેજો મ્હારા લાલ, પ્રેમ ભરી આ અંજળી.

આટલું બોલી રડતાં રડતાં તેણે પોતાના કરકમળમાં ભરેલી પુષ્પાંજલિ ચિતા ઉપર નાંખી. વળી પ્રમીલાપાસે જઇ તેનું મુખ કમળ ઝાલી બોલી; " જોઉં સખિ ! ત્હારું મુખ તો જોવા દે, અહોહો તું બહુ સુંદર છે. સખિ ! ત્હારું ભાગ્ય મહાપ્રબલ છે. મ્હારું ભાગ્ય ફૂટેલું છે. મ્હને છોડી પ્રતાપ ત્હારાથી સુખી થયા છે. ભલે સખિ એમને સુખ આપજે; ને તું પણ સુખી થજે." આટલું બોલી નયનથી આંસુ સારતી રોશનઆરા ચિતાની પ્રદક્ષિણા કરવા લાગી.

એટલામાં ત્યાં મહોબતખાં આવી પહોંચ્યો; ને રોશનઆરાને જોઇ બોલ્યો; " શાહજાદી ! આ શું ? ત્હમે અહીં કેમ આવ્યાંછો ? હા અલ્લા ! ત્હમને આવાં દુખિયારાં કોણે કર્યાં ? " રોશનઆરા શોકોન્માદમાં બોલી " વાહવાહ યમરાજ ? ભલે આવ્યા. આવ્યા તો ઉભા રહો મ્હારો વિવાહ થઇ જાય પછી ત્હમારી સંગે આવવા તૈયારછું." આટલું બોલી રુદન કરવા લાગી. આથી મહોબતખાંનાં નયને જળ ભરાઇ ગયું. અને તે બોલ્યો; " શાહજાદી ! હું મહોબતખાં છું. શું ત્હમે મ્હને પણ પિછાની શકતાં નથી ? ચાલો, મ્હારી સાથે ચાલો. તમ્હારા પિતા આ ફાની દુનિયા છોડી સફર પૂરી કરવાની અણીપર છે. અને ત્હમને મળવા ઈંતેજાર છે. માટે તેમની પાસે ચાલો." રોશનઆરા બોલી; છિઃ ! છિઃ ! એ તું શું બોલે છે ? તું તો મુસલ્માન છે. મ્હને અભડાવીશમાં. આજ મ્હારો વિવાહ થવાનો છે. વળી ડુસકાં ભરી બોલી. ના, ના, વિવાહ ક્યાંથી થશે ! પ્રતાપે તો પ્રમીલાસાથે વિવાહ કરી લીધો ને મ્હારી સામું તો જોયું પણ નહિ," ઇત્યાદિ બોલી આંસુ સારવા લાગી.

મહોબતખાં:—" શાહજાદી ! ત્હમે આ શું બોલો છો ? આપણે કાફરો સાથે શાદી થાય ? અરે ! જબાંનથી એવી વાત પણ કાઢવી ન જોઇએ. ચાલો, મ્હારી સાથે ચાલો."

રોશનઆરા ક્રોધી થઈ બોલી; " લબાડ ! મ્હારી સામેથી આઘો જા." પછી તે રોતી રોતી તપસ્વિનીને ગળે બાઝી પડી ને બોલી; " માતુશ્રી ! જુઓને, આ યમરાજ મ્હને લઇ જાય છે. લગ્ન થાય એટલી થોડીવાર ઉભો રહેવાનું કહું છું પણ ઉભો રહેતો નથી."

તપસ્વિની પ્રતાપના મૃત શરીર સામું જોઇ. અશ્રુપાત ...

પણ રોશનઆરાનું દુઃખ જોતાં તેમનું હૃદય હાથ રહ્યું નહિ. તેમણે ઉંચે અવાજે રોઈ પડાયું. પછી ડુસકાં ભરતાં ને રોશનઆરાને હૈડાં ચાંપતાં બોલ્યાં; "પુત્રી! કોનું સામર્થ્ય છે કે મ્હારી ગોદમાંથી ત્હને લઇ જાય?" આટલું બોલી તેમણે પરમહંસદેવ સામું જોયું.

પરમહંસદેવ મહોબતખાંને કહેવા લાગ્યા; "રે યવન! તું અહીં શામાટે આવ્યો છે? રોશનઆરા અને ઉદયપુરી બંને અમારી સમીપ છે. ઉદયપુરી અમારી અને તપસ્વિનીની પુત્રી છે. આજે રણભૂમિમાં એણે જય મેળવ્યો છે આજે યવનલોકને એણે હરાવ્યા છે. અમારા રાજપૂત વીરોની એ નવીરાણી છે. અમારા આર્યાવૃત્તની એ વિજયિની છે. હમણાં એ ચમ્પાનિલાની પાસે તંબુમાં બિરાજે છે. ત્હારે વિનંતી કરવી હોય તો ત્યાં જઈ કર; પણ આ સ્થાનને અપવિત્ર ન કર. જલ્દી અહીંથી ચાલ્યો જા."

મહોબતખાં આશ્ચર્ય પામી બોલ્યો. "અહો કેવી ખેદકારક બીના? શાહનશાહ ઔરંગઝેબની બેગમ ઉદયપુરી તમારા પક્ષમાં કેવી રીતે આવ્યાં? તમારાં પુત્રી કેવી રીતે થયાં?"

પરમહંસદેવ હસીને બોલ્યા; "રે યવન! એ બધો વૃત્તાન્ત ત્હને ક્યાં સુધી સંભળાવવો? પામર! એટલો તો વિચાર કર કે જ્યાં ધર્મ, સત્ય અને નીતિ છે ત્યાં જય છે, જ્યાં અધર્મ, અનીતિ ને અસત્ય છે ત્યાં પરાજય છે યવનો! ત્હમે એટલું તો સમજો કે દુરાચાર મિત્રને શત્રુ બનાવે છે; પોતાનાં માણસોને પણ પારકાં કરે છે. બસ, હવે અહીંથી હઠી જા."

મહોબતખાં નીચું જોઇ ત્યાંથી ચાલ્યો ગયો; પછી પરમહંસદેવ બોલ્યા; "વીરો! આ સ્થળ યવનના પદસ્પર્શે અપવિત્ર થઇ ગયું; માટે યમુનામાંથી જળ લાવી ધોઈ નાંખો."

આજ્ઞા થતાંજ એ વીરો બે કળસ ભરી લાવ્યા અને તે સ્થળને પુનઃ પવિત્ર કરવામાં આવ્યું. પરમહંસદેવ મંગળ સ્વરે મંત્રોચ્ચારણ કરવા લાગ્યા. તપસ્વિની પણ રોશનઆરાને ગોદમાં બેસાડી શંખ બજાવવા લાગ્યાં. અને પ્રમીલા નાચેના દોહરા ગાતી ગાતી ચિતાની પ્રદક્ષિણા કરવા લાગી.

ભારતમાતાનો કરી, શત્રુથી ઉદ્ધાર;
વ્હાલા કેમ અચેત થૈ, સૂતા રણમોઝાર. ૧
"રણમાં રોળી શત્રુઓ, ઓ પ્રમીલા પ્રિયપ્રાણ!
લ્હાવો લઇશું લગ્નનો," વદતાં એવી વાણ. ૨
આજ પ્રતિજ્ઞા ભૂલી કાં, સૂતા સમરે હાય!
નેહ તમારો નાથજી, બાળે છે આ કાય. ૩

રોમે રોમે લા બળે, નેણે નીર ન માય;
વાણી પણ વિરમી ગઇ, ચિતડું હા ચોરાય. ૪
માધુરીભરી મુરતી, નજરે તરતી નાથ;
ઉભા રહો અલબેલડા, આવુંછું સંગાથ. ૫

બોલતાં બોલતાં પ્રમીલા ચિતા ઉપર ચઢવા લાગી. એટલામાં નાહર-સિંહે આગળ આવી પ્રમીલાને વિનંતી કરતાં કહ્યું. "પ્રિય ભાગની! ત્હમે આત્મઘાત શામાટે કરોછો? ધીરજ રાખો."

પ્રમીલાના નેત્રોથી આંસુ વરસી રહ્યાં હતાં; તે બોલી:—"ભાઇ! હવે મ્હારે આ જગત્ શૂન્ય જેવું છે. હવે મ્હારે જીવન વિષમય છે. મ્હારા સમસ્ત સુખનો વિનાશ થયો છે એટલે હવે મ્હારે જીવવું વ્યર્થ છે. અસહ્ય દુઃખ સહવાની ઇચ્છા કરતાં મરવું શ્રેષ્ઠ છે. મ્હને છોડી દો. હું હૃદયેશ્વરને મળી મ્હારા હૃદયમાં બળતી જ્વાળાને શાન્ત કરીશ." એટલું બોલી પ્રમીલા ચિતા ઉપર ચઢી.

પછી પરમહંસદેવ મંત્રધ્વનિ કરવા લાગ્યા. વીરનરો "જેઅંબે" ના નાદે અને તપસ્વિની શંખનાદે દિશાઓ ગજવવા લાગી; અને રોશનઆરા પણ ચિતા ઉપર પુષ્પો વેરવા અને ઉન્મત્તપણે નાચવા લાગી.

પ્રમીલા ચિતા ઉપર ચઢી અને પ્રતાપસિંહના ચરણો તેણે સ્નેહભાવે ખોળામાં લીધા. પછી બોલી; "હૃદયનાથ! આ દાસીને તમ્હારાં ચરણકમળ ચાંપવાનો અધિકાર આપો. આપ દાસીને ઘણી ચહાતા હતા અને જીવનની સદાકાળની સહચરી બનાવવાનું ક્હેતા હતા, તો અત્યારે દાસીની સેવાનો સ્વીકાર કરો." આટલું બોલી તે ચરણો તળાંસવા લાગી. વળી ક્ષણમાં નયનમાં જળભરી પ્રતાપસિંહના મુખકમળ સામું જોઇ બોલી; "મ્હારી સેવાનો સ્વીકાર કરી મ્હને ધન્યભાગી કરી. વીરમણિ! જન્મોજન્મ હું તમ્હારાં દર્શન કરું, જન્મોજન્મ તમ્હારાં ચરણકમળ તળાંસું. એથી વધારે મ્હને અભિલાષા નથી. હૃદયવિહારી! ત્હમે મ્હારું હૃદય જાણોછો, મ્હને આપના શરણમાં લ્યો. આપ સિવાય મ્હારે કોઇનો આધાર નથી નાથ!" આટલું બોલી તેણે પોતાનાં નયનકમળો બંધ કર્યાં. જાણે હૃદયકમળમાં વિરાજતા હૃદયવિહારીને નિરખવા ઉંડાં ઉતર્યાં હોયની! ક્ષણમાં તો પ્રમીલાનો પવિત્ર આત્મા પ્રતાપનાં પવિત્ર આત્માને મળવા સ્વર્ગમાં સીધાવ્યો.

ઘૃત, ચન્દન કાષ્ટ અને એવા એવા પવિત્ર પદાર્થોથી કરેલી ચિતા ભડભડાટ લાગી ઉઠી. અગ્નિદેવની સુવર્ણ રંગી જ્વાળાઓ ચિતામાં ભડૂક ભડૂક થઇ સ્વચ્છંદે રમવા લાગી. અને પ્રમીલા અને પ્રતાપનાં સુવર્ણરંગી શરીરને

ચુંબવા, આલિંગવા અને પોતાના સ્વરૂપમાં મેળવવા લાગી. ક્ષણમાં તો પંચમહાભૂત પંચમહાભૂતમાં મળી ગયાં.

* * * * * *

ભડભડતી ચિતા તરફ સર્વે વીરગણો નિહાળતા ને અશ્રુપાત કરતા હતા તેવામાં સૌની પાછળ લપાતી, ધીરે પગલે ચાલતી ને માથાથી પગ સુધી કાળે પડદે વિંટાયેલી એક સ્ત્રી નાહરસિંહની પછવાડે આવી, અને મ્યાનમાંથી ચળકતો છરો ખેંચી નાહરસિંહની છાતીમાં ભોકી દઇ બોલી; ' એ-વશઆંશક ! આજે મ્હારા જીવને ખુશી થઈ. આજે તમ્હારા લોહીથી મ્હારૂં કલંક ધોવાયું. આજે તમ્હારો જાન લઇ મ્હારો સળગતો ગુસ્સો બુઝાયો. એક વખત એવો હતો કે તમે મ્હને જાનથી જ્યાદે પ્યારા હતા. ને તેથીજ તમ્હારે માટે મ્હેં બદનામીનો ટોપલો માથે ઉપાડયો હતો. પણ મ્હારા યાર રંજન ! તમે સમજો કે ઓરતો બધી આફતો ગુજારી શકે છે પણ મહોબ્બતમાં બેવફાઇ દરગુજર કરી શકતી નથી, ઓરતના શિરપર ગુસ્સાનો સેતાન બેવફાઇનો બદલો લેવા હરદમ ભમ્યા કરેછે, આજે એને તાબે થઇ હું તમ્હારો જાન લેવા સુધી પણ પાછી હઠી નથી હાય ! મ્હારી ઝીંદગીપર અફસોસ છે ! ” એટલું બોલી તેણે પોતાનો છરો પાછો પોતાના કલેજામાં ભોકી દીધો. અને જોતજોતામાં તો ધખધખ લોહી વહેતું આ સ્ત્રીનું-ગુલજાનનું-શરીર રંજનના મૃત શરીર ઉપર ઢળી પડયું

* * * * * * * *

ક્ષણમાં તો કાળાં વાદળાંથી ઝઝૂમી રહેલા આકાશમાં ભયંકર મેઘ ગર્જનાઓ થવા લાગી. આખા જગતને કંપાવતો કડાકાનો અવાજ પહાડો અને ઝાડોને ધ્રૂજાવવા લાગ્યો. વિક્રાળ જવાળાથી ચમકતી વીજળી આખા જગતને સળગાવવા લાગી. જોતજોતામાં દિશાઓ ભયાનક બની ગઈ. અને કડકડાટ થઈ મૂસળધારે વરસાદ વરસવા લાગ્યો. થોડીવારમાં તો જમુનામાં પાણીના તરંગો ઉછળવા ને ઘૂઘવાટા કરવા લાગ્યા. રોશનઆરા બોલી, “વાહવાહ ! બહુ સારૂં થયું. મૈયા યમુનાજી ! આ પુત્રીની હૃદયજવાળા બુઝાવો.” એટલું બોલી તે નદીના ઉછળતા તરંગમાં કૂદી પડી. તપસ્વિની ગભરાઈ બોલ્યાં, “અરે ! આ શું ?” પરમહંસદેવ શાન્તભાવે બોલ્યા, “કાંઇ ફિકર નહિ, રોશનઆરા પ્રેમનો વેગ રોકી ન શકી માટે તેણે પ્રાણાર્પણ કર્યું છે. અહો! પ્રેમનો પ્રભાવ કેવો છે ? ચાલો તપસ્વિની ! ચાલો વત્સે ઉદયપુરિ ! જગદીશ્વરના ધ્યાનમાં લીન થઇએ.” એટલું બોલી બંને મૂર્તિ-

મતી દેવીઓને લઈ પરમહંસદેવ અદ્રશ્ય થઇ ગયા. અને ફરી કોઈવાર તે કોઇના દીઠામાં આવ્યાજ નહિ.

* * * * * * * * *

ઔરંગઝેબના અનાચાર અને અનિતિભર્યા અમલે મુગલાઇ શાહન્શાહત રૂપી તરુનાં મૂળ ઢીલાં થઇ ગયાં દક્ષિણમાં મહાત્મા શિવાજી અને તેની ચંચળ મહારાષ્ટ્રીસેનાએ શાહન્શાહીનો ધ્વંસ કરી મરેઠી રાજ્યને વિસ્તારવા માંડયું હતું તેમ ઉત્તરહિંદમાં રાજસિંહાદિ રજપૂતરાજાઓ સ્વતંત્રતાની વિજય પતાકાઓ ઉડાવતા હતા. જેથી થોડાક સમયમાં તો મુગલાઇ શાહન્શાહત તૂટી ફૂટી શતખંડ થઇ ગઈ.

* * * * * * * * *

મહારાણા રાજસિંહના ક્ષાત્રતેજથી પ્રસન્ન થઇ રાજા વિક્રમકેતુએ ચમ્પાનિલાનાં લગ્ન વિધિપૂર્વક મહારાણાસાથે કરેલાં છે. મહારાણા રાજસિંહ ક્ષત્રિયરાજાઓમાં વીરમણિ ગણાઇ સ્થળે સ્થળે સન્માન પામ્યા છે. અને મહારાણી ચમ્પાનિલા પણ પતિના અભ્યુદયથી અને પ્રેમથી અતિ સંતુષ્ટ છે. પરંતુ ચમ્પાનિલા હૃદયમાંથી પ્રાણપ્રિય બન્ધુ પ્રતાપ અને સ્નેહમયી સખી પ્રમીલાની મૂર્તિ કદિ વીસરતી નથી. તેમને સંભારી અબળા વારંવાર અશ્રુ સાર્યા કરે છે પરંતુ મહારાણા વારંવાર દેહની અનિત્યતા, સંસારની અસારતા અને સર્વસાક્ષી સર્વ નિયંતા સર્વમય સચ્ચિદાનંદના અવર્ણ્ય અલૌકિક અનુપમ આનંદનું કથન કરી તેનો ક્લેશભાર હલકો કરે છે. એમ કાલક્રમે આ જોડું પણ જીવન્મુક્ત બની રહે છે.



